# ઓખાહરણ.

## શ્રીગણેશ યનમઃ

…રીની પ્રારથના--રાગ આસાવરી. એક નામ મુજને સાંભરયું, શ્રી ગૌરી …ાર્વતિના અંગથી ઉપન્યો, તાત તણો ઉપદેશ. ૧ માતા જેની પાર્વતિને, …શંકર દેવ, નવ ખંડમાં જેની સ્થાપના, કરે જુગ ભુતળ સેવ. ૨ સીંદુરે શણગાર …ને, કંઠે પુષ્પના હાર; આયુદ્ધ ફરસી કર ધરીને, હણ્યા અસુર અપાર. ૩ પેહેલા કરમાં જળ કમંડળ, બીજે મોદિક આહાર; ત્રિજા કરમાં ફરશી શોહીએ, ચોથેરે જપ-માળ. ૪ ચાલો સૈયરો દેવ જઇયે, પુજીયે ગણપતિરાય; મોટા લીજે મોદિક લાડુ, લાગીયે શંભુ સુતને પાય. ૫ એવા દેવ સાચા મુની વાચા, પુરે મનની આશ; બેઉ કર જોડી કહે જન વૈશ્નવ, દાસ તણો જે દાસ. ૬

### શ્રી અંબાજીની પ્રારથના કડવુ ૧ લું

આદ્ય શકિતમા અંબા પ્રગટયાં, જ્યાં પવન નહી પાણી; સુરીનર મુની જન સર્વે કળાણા, તું કોણે ન કળાણી. ૧ તારૂ વર્ણન કેઇપેર કરીએ, જો મુખ રશના એક; સહસ્ત્ર ફેણા શેષનાગને, મા તોયે ન પામ્યો શેખ. ૨ જુવાં જુવાં રૂપ ધરે જુકત અંબા, રહિ નવખંડે વાપી; મહા મોઠા જડમુઢ હતા મા, તેમની દુરમત કાપી. ૩ ભકિતભાવ કરી ચરણે લાગુ, મા આદ્યશકિત જાણી; તેમને સહાય કરવા તું સમરથ, નગર કોટની રાણી. ૪ તું તારા ત્રિપુરાને તોતળા, નમલકેશ રંગ રાતી બીજી શોભા શી મુખે કહીયે, રચના બની બહુ ભારી. ૫ હંસાવતીને બગલા મુખી, વહાણવટી તું માય; ભીડપડે તમને સંભારૂ; કરજ્યો અમારી સ્હાય. ૬ મા શેવકજન તારી વિનતી કરે, ઉગારજે અંબે માય; બ્રહ્મા આવી પાટ કરે; વિશ્નું વાંસળીવાસ. ૭ શીવજી આવી ડાક વગાડે, નારદજી ગુણ ગાય; અબીલ ગુલાલતણા હોય ઓચ્છવ, મૃદંગના ઝમકાર. ૮ સિંહાસન બેઠાં જુકત અંબા, અમૃત દ્રષ્ટે જોતી, સોળે શણગાર તેં સજ્યા મા, નાકે નિરમળ મોતી. ૯ ખાર ખાંડ ઘ્રત મદ શર્કરા, આરોગો જુગ માય; અગર કપુર તારી કરૂં આરતી, શેવકજન શીર નામી. ૧૦ તું બ્રહ્માણી તું બ્રહ્માણી તું રૂદ્રાણી, તું દેવાધી દેવ; શકલ વિશ્વમાં તું છે માતા કરૂં તમારી શેવ. ૧૧ માના શરણ થયા પ્રતિપાવન, પહોતી મનની આશ; કુશળક્ષેમ રાખજો, અંબામા સર્વને, એમ કહે ત્રીપુરાદાસરે. ૧૨

### ઓખા હરણ રાગ કેદારો કડવું ૨ જું.

હુંતો શ્રી પુરશોતમ શીર નામું, હુંતો સકળ પદારથ પામું; વામું વાયુંરે, દુઃખ સકળ કુળી વર તણાંરે.

રાગ ઢાળ. દુઃખ સકળ વામું કુળીવરનાં, સુણતાં પ્રાશ્ચિત જાય; ઓખાહરણ જે સાંભળે; મહા રોગથકી મુકાય. ૧ તાવ તરીઓ એકાંતરીઓ, ન ચઢે તેની કાય; ભુતનો

ભણકારો તેને, ન આવે સ્વપ્નામાંય. ૨ પરિક્ષત પુછે કહોને શુકજી, ઓખાનો મ
કોણ રીતે થયો ઓખા, અનિરૂધનો વિવાહ. ૩ પ્રથમ હુતા નવ સુતાને, કહ
સસ્કંધ; હવે દશમની કહું કથા, જેમ ઉપજે આનંદ. ૪ હરીએ વૃંદાવનમાં
વાયો મધુરો વંસ; પ્રથમ મારી પુતનાને, પછી પછાડયો કંસ. ૫ પછી પધાર
પરણ્યા છે બહુ રાણી; સોળ સહસ્ત્ર શત આગળી, તેમાં અષ્ટ કરી પટરાણ
જે રૂક્ષમાણી, પ્રદ્યુમન તેના તન; પ્રદ્યુમનના અનિરૂદ્ધ કહિયે, કર્મ કથા
ધ બ્રહ્મા શ્રષ્ટી કરતા. મરીચી જેના તન; મરીચીના સુત કશ્યપ કહીએ, હિરણ્
જન. ૮ વિશ્ણું ભકત પ્રલ્હાદજી, તેને વ્હાલા શ્રી ગોપાલ; પ્રલ્હાદનો સુત વિરોચન,
ળીરાય તેનો તંન. ૯ બળિતણો સુત બાણાસુર, જેનું મહારૂદ્ર ચરણે મન; એક સમે ગુરૂ
શુક્ર આવ્યા, બાણ લાગ્યો પાય. ૧૦ આહો ગુરૂજી અહો ગુરૂજી, કહોને તપ મહિમા; શુક્ર
વાણી બોલિયા, તું સાંભળને રાજન. ૧૧ ત્રણલોકમાં ભોળા શંભુ, આપશે વરદાન; મધુ-
વનમાં જઈ તપ કરો, આરાધો શીવ ભગવાનરે. ૧૨

રાગ મારૂ—કડવું. ૩ જું.

રાય તપ કરવાને જાયરે, એતો આવ્યો મધુવન માંયરે; કીધું કીધું સુશાળ સ્નાનરે, ધરિયું શીવજી કેરૂ ધ્યાનરે. ૧ રાય બેઠો છે આસન વાળીરે, કર જમણામાં જપ માળી-ને; માળા ઘાલ્યા સુગ્રિએ કાનરે, તોયે આરાધે શીવ ભગવાનરે. ૨ રૂધિરમાંશ સુકાઇને ગયુંરે, શરીર સુકા કાષ્ટવતું થયુંરે; મહા તપિઓ કેમ નવ બોલેરે, એના તપથી ત્રીભુ-વન ડોલેરે. ૩ વળતી બોલીયા શંકર રાયરે, તમે સાંભળો ઉમીયાયરે; એક અસુર મહા-તપ સાધેરે, મારૂ ધ્યાન ધરીને આરાધેરે. ૪ કોણ કહીયે જેનો બાપરે, તે તો માંડી બેઠો મહા જાપરે; તમે કહોતો એને વરદાન આપુંરે, કહોતો પુત્ર કરીને થાપુંરે. ૫ વળતાં બોલ્યાં રૂદ્રાંણીરે, મારી વાત સુણો શુલપાણીરે; દુધ પાઇને ઉછેરીયે સાપરે, આગળ ઉપજાવે સંતાપરે. ૬ ભેદ ભસ્માંગદનો લહયોરે, વરદાન પામીને પુકળ થયોરે; વરદાન રાવણને તમે આપ્યારે, તેણે જાનકીનાથ સંતાપ્યારે. ૭ તેણે સાધુ ઘણા સંતાપ્યારે, માટે શી શીખામણ દીજેરે; ભોળા રૂડું ગમે તે કીજેરે, વળતા બોલ્યા શીવરાયરે. ૮ તમે સાંભળો ઉમીયાયરે, શેવા કરી ચઢાવે જળરે, તેની કાયા કરૂ નિરમળરે, શેવા કરી ચ-ઢાવે સુગંધરે. ૯ તેની બુદ્ધિ કરૂ ધન ધનરે, જે કોઈ ચઢાવે બીલીપત્રરે; તેને ધરાવું સોનાનું છત્રરે, શેવાકરી વગાડે ગાલરે. ૧૦ તેને કરી નાખું ન્યાલરે, નારિ પાનિયે બુ-દ્ધિ તમારીરે; આપતાં નવ રાખીયે વારીરે, હુંતો ભોળો નાથ કેવાઉંરે. ૧૧ હવે કપટી નાથ કેમ થાઉંરે, એવું કહીને ચાલ્યા ભોળો નાથરે; મુકયો બાણાસુર સીર હાથરે, તુંતો જાગ્ય બાણાસુર રાયરે, ૧૨ તને વરદાન આપે શીવરાયરે. ૧૨ હુંતો જાગુંછું મહારા-જરે; આપો શોણીતપુરનું રાજરે, શીવ માગુંછું વારંવારરે. ૧૩ મુને આપો કર હજારરે, શીવ અમર કરોને મારી કાયરે; ઘેલા અમરતો નથી સ્વર્ગના દેવતાયરે. ૧૪

રાગ આસાવરી—કડવું ૪ થું.

વરદાન પામી વળીયો બાણાસુર, શોણીતપુરમાં જાય; વનમાં વાશી પશુરે પંખી તે લાગ્યાં બીવાય. ૧ કાંઇ નવ દીઠું સાંભળ્યું, જેમ.વૃક્ષ ચાલ્યું જાય; આવીને જોવા

લાગ્યા, ઠાઠો બાણાસુર રાય. ૨ નગર સમીપે ચાલી આવ્યો, બાણાસુર બળવાન; કૌ-
ડ નામે રાય તણે ઘેર, પ્રગટ થયો પ્રધાન. ૩ કોઇક દેશની કન્યા લાવી, પરણાવ્યો
ના; દેશ જીતવા સંચર્યો, રાય બાણાસુર બળવંત. ૪ પાતાળે નાગ લોક જીતી, ચા-
રેણીવાર; દેશ દેશના મહિપતી જીત્યો, કેહેતાં નાવે પાર. ૫ સ્વર્ગ જઇને દેવ જી-
, દેવ નાઠા જાય, સુરજે વળતી સાંગ આપી, બાણ તણા કરમાંય. ૬ જીતી સુરને
છો વળીયો, મળીયા નારદ મુન્ય; પ્રણામ કરીને પાયે લાગ્યો, તેણે સમે રાજન. ૭
ઓ નારદજી ઓ નારદજી; ના થયું મારૂં કામ; એક જોદ્ધો ન મળ્યો સ્વામી, પોહોંચે
મનની હામ. ૮ નારદ વાણી બોલીયા, તું શુણ બાણાસુર રાય; જેને તુજને હાથ આ-
પ્યા, શીવશું કરય સંગ્રામરે. ૯

રાગ ઢાળ કડવું ૫ મું. કૈલાશપર્વત જઇ રાજાએ, ભલી ભરાવી બાથ; જળમાંહી
જેમ નાવ ડોલે, એમ ડોલે કૈલાશ. ૧ ટોપ કવચને ગદા ફરશી, કડકડાટ બહુ થાય; તેણે
સમે ઉમયાજી મનમાં, લાગ્યાંરે બીવાય. ૨ જઇને શંકરને ચરણે નમાંયાં, અહો અહો
શીવરાય; શાને કાજે બીહો પાર્વતી, આવ્યો બાણાસુર રાય. ૩ શોણીતપુરનું રાજ્ય આ-
પ્યું, ઉપર કર હજાર; વળી માગવા શું આવ્યો છે, અંધ તણા કુમાર. ૪ શહસ્ત્ર હાથ તો
મુજને આપ્યા, તેનો સ્વામી સત્ય; એક યોદ્ધો મુજને આપો, યુદ્ધ કરવા સમરથ. ૫ પ-
ર્વત ઉપર જો પછાડું, પર્વત ચુરણ થાય; પૃથ્વી ઉપર જો પછાડું, પૃથ્વી ફાટી જાય. ૬
આવો મહારૂદ્ર આપણું બે વઢીયે, તમે આવ્યા છો મારી નજર માંયરે. ૭

રાગ ઢાળ કડવું ૬ ઠું. તેનો તારે વણ કહે મેં, ઉપજાવ્યો છે શેષ; તારા કાજે રાખશે
કર બેને મુસ્તક એક. ૧ તેનો સ્વામી કેમ હું જાણું, ચિંતા મુજને થાય; લે બાણાસુર લૈ
જા, તુને આપુ એક ધ્વજાય. ૨ જ્યારે ધ્વજાભાગી પડશે, તારા કર છેદાય; રૂધીર તણો વ-
રસાદ વરસશે, તારા નગર મોઝાર. ૩ ત્યારે તું એમ જાણજે, રીપુ ઉત્પન થયો સાર; વ-
રદાન પામી વળિયો બાણાસુર, શોણીતપુરમાં જાય. ૪ પાર્વતીને પુત્ર ઉપન્યો, તેનો કહું
મહિમાય; એક સમે મહાદેવ કહે, મારે તપ કરવાનું મન. ૫ તેણે સમે ઉમયાએ માંડયું,
અતિઘણુ રૂદન; અહો શીવજી અહો શીવજી, જનમારો કેમ જાય. ૬ મારે નથી એક બા-
ળક તે, કહો વલે શા થાય; મહારૂદ્ર વાણી બોલીયા, જા એ મ્હારૂ વરદાન. ૭ એક પુત્રને
એકજ પુત્રી, ઉપજાવજે સંતાન; વરદાન આપી મ્હાદેવજી, વનતપ કરવાને જાય. ૮ ઉ-
મીયાજી નહાવાને બેઠાં, વિચારયુ મનમાંય; શિવનાં વર મોટાં જાણીને, રખે આવતું કો-
ય. ૯ બે બાળક મેહેલું બારણે, તે બેડાં બેડાં જોય; દક્ષિણ અંગથી મેલ લઇને, અચડ
ઘડિયું રૂપ. ૧૦ હાથ ચરણને ઘુંટણ પાની, ટુંકુ અંગ સ્વરૂપ; ચતુર્ભુજને ફાંદ મોટી, દી-
સે પર્મ વિશાળ. ૧૧ શોભા તેની શી કહું, કંઠે ઘુઘરમાળ; પેહેલા કરમાં જળ કમંડળ,
બીજે મોદીક હાર. ૧૨ ત્રીજા કરમાં ફરસી સોહીયે, ચોથેરે જપમાળ; ગણેશને ઉપજાવીને,
બેહ્યાં પાર્વતી માત. ૧૩ એની પાસે જોડ હોય તો, કરે તે બેઠાં વાત; વામ અંગથી મેલ
લઇને, ઘડીયું કન્યા રૂપ. ૧૪ શોભા તેની શી કહું, શુકદેવ કહે સુણ ભુપ; સેંથો ટીલડી
રાખડી, અંબોડા વાંકી મોડ. ૧૫ કંઠ કપોળને કામની, તેડે મોડા મોડ; કોથળી કુલડી
વેલણ ડાબલી, રમત નાની ભાત. ૧૬ કંકુપડો નાડાછડી તે, આપ્યો બઇને હાથ; ઉમી

યાજી નાહાવાને બેઠાં, દીઠો નારદનો સંગ. ૧૭ અરે દૈવ હવે શું થાશે, નગ્ન દેખશે અંગ; ઓરસીઆળા કેશ હતા, ઉમયાના તેણી વાર ૧૮ શરીર પોતાનું ઢાંકીયું, ક્ષણુ ન લાગી વ

ઉથલો—નારદ વાણી બોલીયા, ઉમીયાજી તારો પાડરે; મારૂં નામ નારદ ખરો, હો મોંહે કરાવું વઢવાડરે.

રાગ કડવું ૭ મું. નારદ ચાલી આવીયા, જ્યાં તપ કરે મ્હાદેવ; અરે શીવજી એ શીવજી, નફટ ભુંડી ટેવ. ૧ ગાડા મસીદે ભમતો હીંડો, માથે ઘાલો ધુળ; આક ધંતુરો િ ણીયા ચાવો, કરમાં ર્હ્યો ત્રિશુળ. ૨ તમેરે વનમાં તપ કરોને ઘેર ચાલ્યું ઘર સુત્ર; તમે વિના તો ઉમીયાજીએ ઉપજાવ્યાં છે પુત્ર. ૩ મ્હાદેવ ત્યાંથી પરવર્યા, કૈલાસ જોવા જાય; ગણુપતી વાણી બોલિયા, આડી ધરી જેષ્ટીકાય. ૪ અલ્યા જટિલ જોગી ભસ્મ અંગે, દિસે તો અદ્દભુત; આજ્ઞા વિના અધિકાર નહીં, જો હોય પૃથ્વીનો ભુપ. ૫ વચન એવું સાંભળીને, કોપીયા શીવ રાય; લાતો ગડદા પાટુ મુકી, આવ્યા માંહો માંય. ગણુપતીનો ગડદો પડે, બ્રહ્માંડ ભાગી જાય; ત્રિલોકતો ખળખળવા લાગ્યું આતે શું કહેવાય. ૭ ત્યારે શીવજી કોપિયાને, ચડી મનમાં રીસ; કોપ કરીને ત્રિશુળ મેલ્યું, છેદયું ગણપતીનું શીશ. ૮ માગશર વદી ચોથ્યનેદાહાડે, પુત્ર માર્યો તર્ત; તે દાહાડેથી ચાલ્યું આવ્યું, ગણેશ-ચોથનું વૃત. ૯ તે મસ્તક તો જઇને પડીયું, ચંદ્રના રથમાંય; તેથી ચતુરથીને દીવશે, ચંદ્ર પુજન થાય. ૧૦ એવે શીવજી ઘરમાં આવ્યા, જ્યાં ઉમીયાજી નાહાય; ઓખા બેઠીતી બારણે, તે નાશી ગઇ ઘરમાંય. ૧૧ લવણ કોટડીમાં જઇને પેઠી, મનમાં વાત વિચારી; ભાઇના કટકા કીધા માટે, મુજને નાંખશે મારી. ૧૨ મ્હાદેવજી ઘરમાં ગયાને, ઝબકયાં ઉમીયા મના નેત્ર ઉઘાડી નિરખીયુ, ત્યારે દીઠા પંચવદન. ૧૩ વસ્ત્ર પેહેરી ઉમીયા કહે છે, કેમ આવ્યા મહાદેવ; આગ ભાંગ ધંતુરો ચાવો, નફટ ભુંડી ટેવ. ૧૪ નાહાતાં ઉપર શું દોડયા આવો, સમજ્યો નહી મનમાંહે; બે બાળક મેલ્યાં બારણે, કેમ આવ્યા મંદીર માંહે. ૧૫ છાની રહે તું પાપણી, મેં જોયું પારખું બાધું; આટલા દહાડા સતી જાણુતો, પણ સર્વસ લુટી ખાધું. ૧૬ પણ મુજ વિના તેં પ્રજા કીધા, એવું તારૂં કામ; પારવતીજી તમે રાખ્યું, હિમાચળનું નામ. ૧૭ વચન એવું સાંભળીને, ઉમીયાને ઉઠી જવાળ; કાલે તમો કહી ગયા હતા જે, પ્રગટ કરજ્યો બાળ. ૧૮ ત્યારે શંકરે નીચું જોયું, મનમાં વાત વિચારી; તારી પુત્રી તો નાશી ગઇ, તારા પુત્રને આવ્યો મારીરે.

કડવું ૮ મુ. સાખી. પુષ્પ વિના ઝુરે પીપળી, ફળ વિના ઝુરે જાય; બાંધવ વિના ઝુરે બેનડી, પુત્ર વિના ઝુરે માય. ૧ પુત્ર કરશાણ પુત્ર ધન, પુત્રજ આગેવાન; જે ઘેર પુત્ર ન નિપજ્યો, તેનાં સુનાં બળે મશાણ. ૨ પુત્રવિના શીવ મારે પાંજરૂ, વનઉભે અગ્નિબળીશ; શિવ શાથી માર્યો ગણપતિ, મ્હારો પુત્ર કયાંથી મળીશ. ૩

રાગ વિલાપનો વલણ. બોલો હો બાળારે હો ગણપત, બોલો હો બાળા. ટેક ઉમીયાજી કરે છે રૂદન હો ગણપત; શિવ શામે માર્યો મારો તન; હો ગણપત. ૧ શિવપુત્રવિના જેવી માય, હો ગણપત; તેની સંપત પરઘેર જાય. હો ગણપત. ૨ શિવ પુત્રવિના જેવી માય, હો ગણપત. ૩ શિવ પુત્રવિના જેવી માય, હો ગણપત. તે તરણુથી હળવી થાય, હો ગણપત. ૪ ત્યારે શિવને આવ્યું છે જ્ઞાન, હો ગણપત. મેં તો આપ્યું હતું વરદાન, હો ગ-

ણુપત. ૬ પેલા નારદીયાનુ કામ, રે ગણુપત. જુઠા બોલો જેનું નામ હો ગણુપત. ૭ એણે કરી શર્વે જુઠી, હો ગણુપત. હું તો તપથી આવ્યો ઉઠી, હો ગણુપત. પુત્ર કેરો શોક રે, હો ગણુપત. ૯ મેં તો માર્યો તમારો તન, હો ગણુપત. હું તો જીવાડું પાવન, હો ા બોલો હો બાળા. ૧૦

રાગ આશાવરી કડવું ૯ મું. નંદી ભૃગી મોકલ્યા તે, પેહેલી પોળે જાય; હસ્તી એક ત્યો મારગમાં, તે શિર કિધો ઘાય. ૧ તે ગજનું મુસ્તક લાવી, ધડ ઉપર મેલ્યું નેટ; ગ-ડીને હેઠે બેઠું. આગળ નિકળ્યું પેટ ૨ કાળા એના કુંભસ્થળ, વરવા એના દાંત; આ-ળ એને સુઢ મોટી, લાંબા પહોળા કાન. ૩ દેવમાં જાશે શુ પોસાશે, અપાર મુંજને દુઃખ; દેવતા સર્વે મેણાં દેશે ધન પાર્વતિની કુખરે. ૪

સાખી કડવું ૧૦ મું. રૂપ ગુણને વાદ પડયા, ચાલ્યા રાજદ્વાર; ગુણને આપ્યાં બેસ-ણાં, રૂપને કર્યો જુહાર. ૧ રૂપતો આપ્યાં શીવ નાગરાં, કોઈ જોગી અબધુત; ચતુરાઇ દીધી જે ચારણાં, વળી કોઈ કોઇ રજપુત. ૨ પુન્ય વિના ધન કછુ કામકો, કયા કામકો ઉદક વિ ણુ કુંપ, એ દો વસ્તુ કછુ કામકી, જેમ ગુણવિના રૂપ. ૩ સ્વરૂપ દિયો શિવ ચાતુરી, નિ-કર રૂપ તારૂ પાછુ લે; રૂપ ગુણ ચતુરાઇ નહીં, એતો દુઃખ માંદે. ૪ માયા દીની તેં શામકુ મુખ ઘર દીની નાર; લોચન દીયે કુકડકું, જાય બેસે ઉડી આડ. ૫

રાગ ગારૂ. પંથી જ્યારે ચાલે ગામ, પેહેલું લે ગણપતિનું નામ; કથા ગ્રંથ આરંભે જે-હ, પ્રથમ ગણપતિ સમરે તેહ. શોભાગ્યવંતીશણગાર ધરે, ગણપતીકેરૂ સ્મરણ કરે; સોની સમરે ઘડતાં ઘાટ, પંથી સમરે જાતાં વાટ. પંચવદનના દેહરા માંય, પહેલી પુજા એની થાય; એ વિના મુજને પુજે તો, નહીં લેઉ પુજાય, લાખેણી પુજા કરે તો સર્વે મિથ્યા થાય.

ઉથલો—શાને કાજે રૂવે પાર્વતી, શાને લોચન ચોળે; જેને ઘેર વીવાહ વાજન હશે, ત્યાં બેસશે ધીમે ગોળેરે.

રાગ઼ ઢાળ કડવાં. ૧૧ મું. ઓખા ઓખા કહી ઉમીયાએ, સાદ કર્યા બે ચાર; ત્યારે ઓખા આવી ઉભી, નિસરીને બહાર. ભાઇ મરાવી ભામનીને, તું તો નાસી ગઇ; મ્હાદેવે ગણપતીને માર્યો. તે શુદ્ધ મને નવ કહી. તે માટે તારૂં અંગ ગળજો, લુણે ખેજો કાય; જા દૈત્યના કુળમાં અવતરજે, એણીપેર બોલ્યાં માય. ૩ ઓખાબાઇતો થરથર ધ્રુજ્યાં એતો વાત એટંટ; અપરાધ પાખે માતા મારી, આવડો શો દંડ. ૪ ઉમીયા કહે મે શ્રાપ દીધો, તે કેમ મિથ્યા થાય; દૈત્ય કુળમાં અવતરજે, દેવ વરી કોઈ જાય. ૫ ચૈત્રના મેનારકમાં, બાઈ તહારેરે મહીમાય; ઓખાહરણ જે સાંભળે, મ્હા રોગથકી મુકાય. ૬ એક માસ તો મીઠા મોળુ; ભોજન કરવુ જોય; એક માસ જો નવ પળેતો પંદર દીવસ સોય. પંદર દી-વસ નવ પળેતો, દીવસ કરવા સાત; સાત દીવસ નવ પળે તો, દીવસકરવા ત્રણ. ૮ એ-અલુણુ મીઠા મોળુ, કરવુંરે ભોજન; ઓખાહરણ ત્રણ વાર સાંભળવું, કરવું મીડાનું દાન. ૯ ત્રાંબુ, સોનું રૂપુ વસ્ત્ર, પુન્ય ત્રાધે મેરૂ સમાન; ગુરૂ જોશી સુણ રાયજીને, એતાં આઠ વિચાર. એ કથા રહી એટલે કહુ બાણાસુર મહિમાય. ૧૦

રાગ રામગ્રીની ચાલ કડવું ૧૨ મુ. રાય બાણાસુરને બારણે, વાળવા આવીરે ચંડા-ળ; નીત્ય પ્રત્યે રજ વાળતી કર્યુ ઝાક ઝમાળ. બાણાસુરને બારણે. ૧ રાય મેહેડિયેથી હે-

ઠો ઉતર્યો, થયો પ્રાતઃકાળ; મુખ આગળ આડી ધરી સાવરણી સાર. બાણાસુર. ૨ રાય બાણાસુર વળતી વદે, મનમાં પામી દુઃખ; મુજને દેખી કેમ ફેરવ્યું, અલી તારૂં રે મુખ. બાણાસુર. ૪ ત્યારે ચંડાળણી વળતી વદે, સાંભળીયે રાય; તમો ઉંચ અમો નીચ, મુખ કેમ દેખાડાય. બાણાસુર. ૫ ત્યારે બાણાસુર વળતો વદે, સાંભળરે રંડાય; સાચું બોલો કામની, કરૂં બે કડકાય. બાણાસુર. ૫ ત્યારે ચંડાળણી વળતી વદે, સાંભળો રાજા સાચુ બોલે જે ઘટે તેવો દેજો દંડ, બાણાસુર. ૬ રાય પેહેલો મેલો ડુમરો, તેથી મેલો લોભ; સહુથી મેલો વાંઝીયો, મુવે નવ પામે મોક્ષ. બાણાસુરને.

રાગ આશાવરી કડવું ૧૩ મું. ચંડાળ તો કાંઇ એક નથી, રાય દસ વિધના કહેવાય; પહેલો ચંડાળ જેને કહીયે, નદી ઉતરી નવ નાહાય. ૧ બીજો ચંડાળ જેને કહીયે, પુત્રીનું ધન ખાય; ત્રીજો ચંડાળ જેને કહીયે, દુભે માત પીતાય. ૨ ચોથો ચંડાળ જેને કહીયે, હરે પારકી નાર; પાંચમો ચંડાળ જેને કહીયે, પરદારાશુ ખાય. ૩ છઠો ચંડાળ કોને કહીયે, હરે પારકું ધન; સાતમો ચંડાળ કોને કહીયે, જેનું મેલું મન. ૪ આઠમો ચંડાળ કોને કહીયે, કરમાયુ વદન; નવમો ચંડાળ કોને કહીયે, નહી તનીયા કે તન. ૫

ઉથલો. દસમો રાજા કરમચંડાળ, એ દસ વિધના કહેવાયરે.

રાગ આશાવરી કડવું ૧૪ મું. બળિયોરે બાણાસુર રાજા, પુત્ર માગવા જાય; મહાદેવજીની પાસે આવી, બેઠો તપ કરવાય. ૧ હજાર હાથે તાળી પાડી, તવ રીઝીયા શ્રી મહાદેવ; આપોને આપો શિવજી, પુત્ર એક તત્ખેવા ચીત્રકોપ લહિથા તેડાવ્યા, કર્મતણા જોનાર; પુર્વે રાજા તું તો કહાવે, વશ્ય તણો અવતાર. ૩ તારે વેગે એકજ હતો, લાડકવાયો બાળ; ભોજન કરવા તું બેઠો તે, સાંભળને ભુપાળ, તુજમાં તે જમવાને આવ્યો, વેગે તારો બાળ; માટીવાલા હાથ ખરડયા, બાળકના કહેવાય. ત્યારે તુજને સંખ્યા આવી હાંકી કાઢયો બાળ; બાળક ત્યારે થર થર ધ્રુજ્યો, સાંભળને ભુપાળ. બાળકને તો રીસ ચઢીને નવ ગણ્યો કાંઇ તાત. તુજને પુત્ર વ્હાલો નથી; તું વાંઝીયો જન્મ સાતરે. ૭

રાગ ઢાળ કડવું ૧૫ મું. ઉમયા વાણી બોલીયાં, તું શુણ બાણાસુર રાય; તારા મનમાં જો ગમે, તને આપું એક કન્યાય. ૧ મુજને આપો દીકરી, આપ્યા દીકરા સાત; વાંઝીયાથી ભલી દીકરી, દીકરીયે દીવો થાય. ૨ કોઇક દેશનો રાજા જોઇશ, રાખશે મારૂ નામ; પોષ માસથી પુરણ માસે, પ્રગટસે ઓખા આજ. ૩ વરપાંમી વળીયો બાણાસુર, શ્રોણીતપુરમાં જાય; બાણામતીને ગર્ભ રહ્યા છે, તેનો કહુ મહીમાય. ૪ પોષ માસથી પુરણ માસ, પ્રગટ થઇ કન્યાય; વધામણી રવરચા તે, રાજસભામાં જાય. ૫ જાણા જોસી તેડીઆ, તેની જન્મ પત્રિકા થાય; વિદ્યા બળ કરી ગુરૂજી બોલ્યા, પોતે તર્ણીવાર. ૬ પેહેલી ઉમયાજીનાં અંગથી, પ્રગટી છે કન્યાય; તેને નામે રાશી જોઇને, નામ ધર્યો ઓખાય. ૭ ગ્રેહ વેળા શુભ લગનમાં, સંતાવ પ્રગટી સાર; એથી તારા હાથનો, વેગે ઉતરસે ભાર. ૮ આકાશ વાણી એવી થઇ, તું શુણ બાણાસુર રાય; એ પુત્રી ઇચ્છા વર વરેને, તારા કર છેદાય. ૯ એ પુત્રી ઇચ્છાવર વરે, તો સાહસ્ર હાથનો ભાર ઉતરે; એ પુત્રી ઇચ્છાવર વરે. બાણાસુર તું કેમ ઉગરે. ૧૦ તે માટે તેડી પરધાન,

એણીપેરે પુછેછે રાજન. દેવ વચન મીથ્યા નવ થાય. તે માટે કરવો ઉપાય. ૧૧ રચો ોયાં સુંદર સાર, તે માટે ક ઉપાય; ઓખા અને ચિત્રલેહાને, મેલો મંદીર મા- ાં માંયરે વેર.

રાગ ધનાશ્રી કડવુ ૧૬ મું. પરીક્ષતે પ્રશ્ન કરયું વિચારીજી. કહો કેમ પ્રગટ થઈ ૩ે નારીજી, ઓખાને ચીત્રલેહા કેમ ધરયાં નામજી, કેઇ વિધિયે આવ્યા અસુરને મજી. ૧

ઢાળ. ધામ આવ્યા અસુરને, તેણે કામ સૌ દેવનાં કર્યાં; મુને વિસ્તારીને વરણવો વી રીતીએ અવતર્યાં. ૧ સુકદેવ કહે સુર પરિક્ષત, અભિમન્યુ કુમાર; પ્રશ્ન તે પુ- છયું મને, તેનો સંદેહ ખોઉં નીરધાર. ૨ એકવાર દેવ પાતાળ નાઠા, બાણાસુરના તા- પથી; ત્યારે વરૂણ કેરા જઘનમાં, કન્યા પ્રગટી આપથી. ૩ કન્યા કહે કેમ પ્રગટ કીધી, કહો અમ સરખું કામ; ત્યારે દેવ કહે દૈત્ય દુઃખ દેછે. બાણાસુર જેનું નામ. ૪ કન્યા કહે દુઃખ કાં ધરો, બાણાસુર આવશે પાતાળ; એના પીતાના ચરણ પુજવા નીત્ય જાય છે પાતાળ. ૫ ત્યારે મને પુત્રી કરીને સોંપજો. હું જઇશ એને ઘેર; સાંકડી સગાઇએ સુતા થઇને, કરાવું ભુજની પેર. ૬ તેણે શમે પાતાળ આવ્યો. બાણાસુર રાજન; તેને દેવે દીકરી આપી, જો જાય તો પ્રધાન કહે સ્વામી સાંભળીયે, આપો મુજને બાળ; ક- ન્યાદાન કુંવરીનું દેઉતો, ઉતરે શીરની ગાળ. ૮ ત્યારે રાજા કહે પ્રધાનને, આ પુત્રી મુકુ વન; કાલે તેડીને તું તો આવજે, જાણે નહીં કો જન. પ્રભાતે તે પ્રધાન આવ્યો, પુત્રી બેઠાં જ્યાંય; પુત્રી તો સમાધી લઈ, હરી ધ્યાન ધરે છે ત્યાંય. ૧૦ વાયુ દ્વાર જેણે રૂંધી- યાને, રૂંધ્યા શ્વાસો શ્વાસ; જમણા પગના અંગુઠાપર, રહી છે ખટ માસ. ૧૧ તે જોઇ પાછો વળ્યો, પછી પુર ભણી પ્રધાન; ખટમાસ પુરણ તપ થયું, ત્યારે પધારયા ભગ- વાન. ૧૨ માગ્ય કહેતાં કન્યા કહે, મને કરો આજ્ઞા પ્રકાશ; ભુત ભવિશ વર્તમાન સહુ તે, ઉઠો ચહડું આકાશ. ૧૩ એટલે પ્રભુએ તેને પાંખ આપી, વર આપીને વળીયા હરી; પ્રધાન આવ્યો પુર વિશે, તે કૈભાંડ પુત્રી કરી. ૧૪

વલણ. કુંવરી થઇ પ્રધાનની, તેનું માહૃમ કો પીછે નહીં; શુકદેવ કહે રાય સાંભ- ળી, એ ચીત્ર લેહાની ઉપ્તતી કહી.

સાખી કડવાં ૧૭ ભાદરવે જે કરે હરોતરા, શતૃ પાશે માગે શીખ; જે ઘેર પુત્રી લા- ડકવાઇ, તેનાં માબાપ માગે ભીખ.૧ બાળો અગ્નિ બધું વન દહે,છળ વડે પર્વત કોરાય; અબળા રૂડો જે કરે,મણીધર નવ કળમાં; એતાં અંત ન લીજીએ,જો વીંછીએ કુશાળાં.

રાગ ઢાળ. નગર થકી એક જોજન રાયે, મેહેલ રચાવ્યો સાર; તેને ગોખ બારી ને અટારી, કહેતાં ન આવે પાર. ૧ મરકટ મણિ મોતીએ જડયાં, માંહે પીરોજાના પાટ; હયશાળા ગજશાળા છે, હીંચવા હીંડોળા ખાટ. ૨ દિવશ બારાને વર્ષ જાં, કન્યા મોટી થાય; ચિત્રલેહાને સંગે રમતાં, ઉલટ અંગ ન માય. ૩ સવા લાખ જોદ્ધા રખવા- ળ, મેહેલ્યા છે રાજન; એમ કરતાં ઓખાબાઇને, આવ્યું છે જોબન. ૪ તમે રાત્રે જા- ગો દિવસે જાગો, નવ મીંચો લોચન; ઓખા કેરા માળિયામાં, રખે સંચરે પવનરે. ૫

રાગ ઢાળ કડવું ૧૮ મું. શોણીતપુર પાટણ ભલું, રાય બાણાસુરનુ ગામ; ઓ-

ખા તેની પુત્રી, વળતી કરતી ઉત્તમ કામ. ૧ ઘડી એકમાં લાવે શોગટાં, ઘડી એકમાં પાટ; નાના વિધની રમત રમે, ઘડી એકે હીંડોળા ખાટ, ૨ ઘડી એકમાં ઢીંગલ તીયાં. રમતી હોડાહોડ; હિંડોળે હિંચવાને કાજે રેશમ કેરી દોર. ૩ ધમધમ ઘર ઘુઘરા ગાજે, ઘુઘરડાંનો ઘોર; નાના વિધનું ગાણું ગાતાં, મધુરો નિકળે શોર. ૪ જમે આનંદ કરે; પહેલા મંગળ ગાય; જોબનવંતી થઇ છે ઓખા, મંદીર માળ માંયરે. ૫

રાગ સામેરી કડવું ૧૯ મું. જોબનયુ વાપ્યુરે ઓખા નાનડીરે લોલ, મારે જે બનીયાના જાય બેની મારે ઘઢી ઘડીરે લોલ; તુતો સાંભળ સૈયર બેનડીરે લોલ; મા મુરખ પીતા કાંઇ જોતો નથીરે લોલ; બોલી ઓખા વળતી વાણ, સાંભળ બેનડીરે લોલ; મારો જાય કન્યા કાળ વર જોતો નથીરે લોલ. મારા જોબનાયાના દિવશ દહાડા ચાર જો, નાણેરે મળશે પણ ટાણે નહી મળેરે લોલ.

રાઆશાવરી કડવુ ૨૦ મું. પાંચ વર્ષની પુત્રી તેતો, ગૌરીરે કહેવાય; તેને કન્યાદાન દેતો, કોટી જજ્ઞ ફળ થાય. ૧ પણ પુત્રી કેરાં પીતાને કોઇ, સરજાવી કહો વાત; દેવ વિવાહનું ફળ જેને, વરસ થાય જો સાત. ૨ પુત્રી કેરા પિતાને કોઇ કહાવો રે ધવધવ; ગાંધર્વ વિવાહનુ ફળ જેને; વર્ષ થાય જો નવ. ૩ એમ કરતાં વળી વચમાં, આવી પડે કાંઇ વાંક; મનુષ્ય વિહીવાનું ફળ જેને, અગીયારે આડો આંક. ૪ એમ કરતાં વરસ જાયને, બાર પુરાં થાય; પુત્રીનું મુખ પિતા જુવે, બેસે બ્રહ્મ હત્યારે. ૫

રાગ આશાવરી-કડવું ૨૧. ચિત્રલેહા એણીપેર બોલી, સાંભળ સૈયર વાત; તુજને કાજે નહીં પરણાવે, બાણ તારો શાત. ૧ તુજને કાજે જો પરણાવે; છેદાય રાયના હાથ તુજને કાજે નહી પરણાવે, પ્રધાન મારો તાત. ૨ તાત કેરી આજ્ઞા લેઇ, આવોને ઓખાય; વચન સાંભળી ઓખા વળતી, ત્યાંથી ચાલી જાય. ૩ તાત આપો આજ્ઞા તો, શંભુ પુજવા જાઉં; બાણાસુર પ્રત્યે પુત્રીયે, વચન પ્રકાશી કહ્યું. ૪ ઘેલી પુત્રી એમ ન કરીયે, બેશી રહો મંદીર માંય; ઘેર આવે મહાદેવજી. પુજીને લાગો પાય. ૫ વચન સાંભળી ઓખા ચાલ્યા, પોતે તેણીવાર; ચીત્રલેહા સૈયર મ્હારી, ઉપાય કરવો સાર ૬ તારી જોડે હુંએ કુંવારી સુને લાંગ્યાં તારાં પાપરે.

રાગ સામેરી કડવું ૨૨ મું. ઓખા તારે શ્રવણે ઝબુકે ઝાલરે, ઓખા તારા કુમકુમ રાતા ગાલરે; ઓખા તુતો ચાલે હંસની ચાલરે, ચોળીને રંગરેઓખા તારી ચુંદડીરે. ૧ ઓખા તારે બાંયે બાજુ બંધરે, ઓખા તારૂ મુખડું પુનમ ચંદરે; ઓખા તારે મન ઉપજ્યો આનંદરે. કસબીને કોરરે ઓખા તારે સાળુડેરે. ૨ ઓખા તારા શોભીતા શણગારરે, ઓખા તારા તેજતણો નહી પારરે; ઓખા તને વર્ષ થયાં દસ બારરે, પાઝ્લે નેપુરરે ઓખા તારે વાજતાંરે. ૩

સાખી કડવું. ૨૩ નેહેરે બેની તારે વિછુવા; કર કંકણ મુદ્રિકાનેહાર;એ પુરૂષ વિના પેહેરે પ્રેમદા, તેનો ધિક પડયો અવતાર. ૧ સેથો ટીલડી. રાખડી, નૈણે કાજળ કુમકુમ આડ; પુરૂષ વિના પેહેરે; જે પ્રેમદા, તેનો ધિંક પડયો અવતાર. ૨

ચોપાઇ આલકેર. બાઇયે તોડી નાંખ્યા હારરે, આતુ લે તારો શણગારરે; હુંતો નહી

પ્રામું ભરથારરે, નહીં ઓઢું ચાટડારે. ૧ બાણાસુર મારો બાપરે, મારાં કોણ જનમના પા-
મુને નહીં પરણાવે બાપ, નહીં જોઉં ચાટડારે. ૨

રાગ ગોડી કડવાં. ૨૪ વર વરવાને યોગ્ય થઇને, પ્રગટયાં સ્રીનાં ચેનજી; ઓખા છે ચાત્રલેહાને. વાત સાંભળ મારી બેનરે. સૈયર શું કીજે, અનીહાંરે દાડલા કેમ જે; મારી બેનીરે દોષ કર્મને દીજે, અનીહાંરે કે વિષ ઘોળી ગોળી પીજે. ટેક.

આજ મારે ભુંડું જોમનીયું, મદ પુરણ મારી કાયજી; પિતા તો પ્રીછે નહી, મારા તારો ભવ કેમ જાયરે. સૈયર. ૧ સાસરે નિત્ય જાય ને આવે, સૈયર મુજ સમાણીજી; હું અભાગણુ હરખે પીડાણી, આંખે ભરૂં નિત્ય પાણીરે, સૈયર. ૨ એરે દુઃખે હું દુબળી, મને અન્નઉદક નવ ભાવેજી; આ અવાસ રૂપી શુળીયે સુતાંતો નિદ્રા કેઇપેર આવેરે. સૈયર. ૩ જાળવિનાની વેલડીને, લુણવિના જેવું અન્નજી; ભરથારવિના ભામની એતો, દોહેલા કાઢે દનરે. સૈયર. ૪ ધન્ય હશે કામનીને, જેણે કંઠે કંથ ગ્રહી રાખ્યોજી; હું અભાગ્યણીયે પરણીયા પીઉનો, અધર સુધારસ નવ ચાખ્યોરે, સૈયર. ૫ મરજાદા માટે માણસ કરે, આંખનો અણસારોજી; તે સુખતો મેં સ્વપ્નેન દીઠું વ્યર્થ ગયો જનમારોજી. સૈયર. ૬ સ્વામી કેરો સંગ નહીં સ્યામને, એથી બીજુ સું નરતુંજી; હવે નવ રહી આશા પરણ્યા કેરી, મુજ જોબન જાયેરે ઝરતું. સૈયર. ૭ બીજીવાતે રૂચે નહી મુજને, ભરથાર ભોગમાં મનજી; આંડિ પુરૂષ આવેતો પરણું, નવ પુછું જોશીને લગ્નરે સૈયર. ૮ વચન રશીક કહેતાં કરૂણા ભારે, આવે લટકતી ચાલેજી; પ્રેમ કટાક્ષ પ્રિયુને બોલાવે, તે રૂદીયા ભીતર સાલેરે. સૈયર. ૯ સુખ દુઃખ કર્મે કરયુ છે હું લેવાઈ મારે પાપેજી; બંધોગરી મારા કર્મે કરી. શુળીયે ચઢાવી મહારા બાપેરે. સૈયર. ૧૦ મરકલડે મુખ મધુરે વચને, મરજાદા નવ આણીજી; સાકપાક પિયુને નવ પિરસ્યાં, આધો પાલવ તાણ્યાંરે. સૈયર. ૧૧ અકળ ગતિ છે ગોવિંદજીની, શું નિપજશે બેનીજી; ગોપાળજીનું ગમતું થશે, મનડું મારૂં રહે નહીરે. સૈયર. ૧૨

રાગ મેવાડની દેશી કડવું ૨૫ ઓખાને કહે ચિત્રલેહા જો, તું તો સાંભળ બાળસ્નેહા જો; આપણ મોટા માબાપનાં છોરૂ જો. કેમ કહિયે કાળું કે ગોરૂ જો. બેની લાંછન લાગ કુળમાં જો, પ્રતિષ્ટા જાય એક પળમાં જો; અમે તો તમ પાસે ન રહિયે જો, જઇ બાણાસુરને કહિયે જો, વાત બાણાસુર રાય જાણે જો, આપણ બેનો અંતજ આણે જો; મને મેલી ગયો તારા પાસે જો, તારો બાપ રહ્યો વિસ્વાસે જો. મેંતો ન થાય તારૂ રક્ષણ જો, તુજમાં દિસેછે અપલક્ષણ જો, બેની છોકરવાદ ન કીજે જો, તારા બાપ થકી તો બીજે જો તને દેખુછું મદમાતી જો, નથી પેટભરી અંન ખાતી જો; તારૂ વચન મુને નથી ગમતુ જો, જોબનાયું હશે સઉને દમતું જો. કામ વ્યાપે સર્વ અંગે જો; બેની રહીયે પોતાના ઢંગે જો; તું તો બેઠી નિહાળે પંથ જો. કાળા ગ્રહમાં કયાંથી હશે કંથ જો. તે તો મુને આંખમાં વાલી જો, માથે છાણા થાપીને ચાલી જો; હું પ્રીછી કામનું કારણ જો, બેની સમજે હૈયામાં ધારણ જો. તું તો જુવે લોકમાં ઓઢાં જો, વામણુ કયાંથી પામસે કોઢાંજો; બેની ડગલાં ન ભરીયે લાંબાં જો, ઉતાવળે ન પાકે આંબા જો. મારી ઓખાબાઇ સલુણા જો, આવ્યો ચૈતર માસ એમ કરતાં જો; પછી ઓખાજી વ્રત આચરતાં

જો, અલુણુ અન્ન જમી દિન ખુવે જો. દિપક બાળેને અવનિયે સુવે જો, માત ઉમીયાને આરાધે જો; થયું પુરણ વૃત એક માસે જો, કોણ જાણે એકાંત આવસે જો.

વલણ.

અવાસ એક સ્થંભ વિસે, વૃત કીધુ ઓખાયરે;
સ્વપ્નામાં સંજોગ સ્વામીને, ભટ પ્રેમાનંદ ગાયરે.

રાગ ઢાળ કડવાં ૨૬. બાઈ તુંએ કુવારી હુંએ કુવારી, સાંભળ સહીયર વાત; ગૈરયમાની પુજા કરીયે, જો પામીસુ નાથ. ૧ કોણ મસવાડે કોણ દાહાડે, ગઉની પુજા થય; મને કરીને આપો પુતળાં, હું પુજુ મોરી માય. ૨ ફાગણ વદ બીજના દહાડે કરવું સ્થાપન; ચૈતર સુદી ૩ ના દાહાડે, કરવુ ઉથાપન ૩ સલ્લવ સલ્લા પાથરી, સંદેસરાનાં ફુલ; પુજી અરચી ઓખા માગે, જે જે વસ્તુ અમુલ્ય. ૪

રાગ ધોળ કડવાં ૨૭. ગોરચમા માગુ રે ગોરચા માગુ માહારા બાપનાં રાજ; માતા સદાયે સોહાગણી. ૧ ગોરચમા માગુરે માહારા ભાઈનાં રાજ; ભાભીતે હાલ હુલાવતી. ૨ ગોરચમા માગુરે મારા સસરાનાં રાજ; સાસુને પ્રજા ઘણી. ૩ ગોરચમા માગુરે દિયર જેઠનાં રાજ; દેરાણી જેઠાણીનાં જોડવાં. ૪ ગોરચમા માગુરે તમારી પાસ; અખંડ હેવાતન ધારણી. ૫ ગોરચમા માગુરે હુતો વારંમવાર, ચાંલ્લો ચુડોને રાખડી. ૬ ગોરચમા માગુરે સરખા સરખી જોડ; માથે મન ગમતો ધણી. ૭

રાગ ઢાળ કડવા ૨૮. એક દહાડો ચિત્રલેહાને, ઊંઘ આવી સાર; વાશી પુષ્પે કરતી પુજા, ઓખા તે નિરધાર. ૧ એટલે ચિત્રલેહા જાગી, જુવેતો વાત વિપ્રિત; વાશી પુષ્પ ચઢાવ્યાં દોડાં, થઈ રહી ભયભીત ૨ વાશી પુષ્પે પુજા કીધી, નહિ પામે ભરથાર; ભરથાર જો હુ નહીં પામુ, તુ સાંભળ મોરી માય. ૩ આલે તારાં પુતળાં, મારી પુજે છે બલાય; ઉપર પાણી રેડાયેતો, આફરતાં ધોવાય. ૪ ઉચેથી પછાડીયેતો, ભાગી ભુકો થાય; માટીયે મંદીર ચણાય, માટીયે ઘર લેંપાય, ૫ પંદર દાહાડા પુજા કીધી, બોલાવ્યા નહી બોલે; તુ તો બેની કહેતી જે, નહી ગોરમાને તોલે. ૬ પકવાન મેલો મેલ્યાતો કડકો કોર ન ખાય; તુ આલો તારાં પુતળાં. મારી પુજે છે બલાયરે. ૭

સાખી કડવાં ૨૯. સીવનાં ત્રીજે લોચણાં, જેણે નેત્ર બાળ્યારે કામ; ત્રિપુરા દૈત્યને વિદારીયા, હુતો કેમ મેલુ નામ. ૧ શીવ જેણે ગંગા ધરી શીશ; ભાગીરથી તપથી ઉઠાડીયા; હુ તો કેમ મેલુ ઇશ. ૨ શીવ ભોળો સુવે સમશાનમાં, ચોળે ત્યારે રાખ, માગે તાગે ભિક્ષાવૃત; આપે તેને લાખ. ૩૦

ઢાળ. હિમાચળની ભાણેજી બાઇ, ગણપતી માસે વીર, મહાદેવજીની પુજા કરિયે. મન સર્મીને ધીર. ૧ ખેચરી ગતમાં ઓખા ચાલ્યાં, તેનો કહું વિસ્તાર; સ્નાન કરીને કામનીયે તો, સજ્યા સોળ સણગાર રે. ૨ નેપુર વાજે વિછવા ગાજે, ઝાંઝરનો ઝમકાર; નાગદમાણી ઝુમણુ, ઉપર એકાવળ હાર જડાવ ચુડલો ઝુલતી ઝામણી, દામનીયે ચકલીયો ચાર; પગે પાવલાંને નેપુર વાજે, ઘુઘરીનો ધમકાર. વાળેવાળ મોતી પરોવ્યાં, મોતીની શેસે સોળ; દરપણ લીધુ હાથમાંને, મુખે ભરીયાં તબોળ. ૪ કનક થાળ મોતીએ ભરીયો, માંહે શ્રીફળ ફોફળ પાન; આક ધંતુરો આગથીયો, શખાવળી

નિરવાણ. ૬ આકાશ માર્ગે પક્ષણી તે, વેગે ચાલી જાય; ઇંદ્રકેરૂ વિમાન ચાલે; એવીછે શોભાય. ૭ મહાદેવને પાર્વતી બેઠાં, પાસા રમતાં સાર. મહાદેવ કહે છે પાર્વતીને, એ ની કોઇ નાર. સ્વામી કાંઈ ચિંતા થય, એ બાણ તણી કુમાર; હાવે તું એમ જાણેછે જે, તે અંગીકાર, પાર્વતીયે મન વિચારયું, હવે નવ કહી વાત; મહાદેવજીને કામી જાણી, પને દીધા હાથ. ત્રિજુ લોચન ઉઘાડ્યું, શંકરને લેલાટ; પાસે આવી ઓખા દીઠી, ત્યા પામ્યા તાત. ૧૧ તેને સમે ઓખા આવ્યાં, ઉમીયાને લાગ્યાં પાય; આવડી ઉતાવળી થઈ આવી, નહી પામે ભરથારરે. ૧૨

સાખી કડવાં ૬૦ ઓખા કહે છે અમે પેઠાં પાણીમાં, તરવાં તુંબાં બુધ્યાં હું આવી સમુદ્ર વચમાં, મારાં તુંબાં ટુટી ગયાં. ૧ ઓખા કહે છે તરસ લાગી મારા તનમાં સરોવર તારે હું ગઈ; પાવા અંજોળી પાય, મારાં ભરયાં સરોવર થયાં સુકાઈ. ૨ આણીજ તીરેથી અમે અળગાં થયાં, પેલી તીરે નવ ગયાં કરમ તણે સંજોગે, તમે મધ્યે જળ વચે રહ્યાં. ૩ હું તો આવી ઇસ્વર પુજવા, સામો દીધો શ્રાપ; પરણ્યા પેહેલું રંડાપણ થયું, મારાં કીયા જનમનાં પાપ. ૪ ઉમીયા તું તો મોરી માવડી, છોરૂ ના દીજે છેહ; માવીત્ર તમો કેમ છુટશો, હુતો પુત્રી તમારી તેહ. ૫

ઢાળ. વર માગો વર માગો ઓખા, વર માગો આણીવાર; માગુંછું માગુંછું મા, સુંદર વર ભરથાર. ૧ જા લણવાર જે માગ્યો, તારે ત્રણ હજો ભરથાર; અરેરે માનવીયોમાં, વાતકરી નવ જાય. ૨ પુરૂષને નારી ઘણેરી. તું સાંભળ મોરી માય; નારીને તો પુરૂષ બીજો શ્રવણે સુણ્યો નવ જાય. ૩ તેં માળીયામાં નિંદા કીધી, પુતળાંની સાર; તે માટે તને શ્રાપ દેઉંછું, જા ત્રણ હજ્યો ભરથાર. ૪ સુંદર માધવ માસ આવશે, દ્વાદશીનો દન; તે સ્વપ્નામાં આવી પરણશે, પ્રાણતણો જીવન. ૫ તું જાગ્યા કેડે ઓળખજે, તને કહુંછું સત્ય વિવેક; ત્રણવાર તો પરણશે; પણ વરતો એકને એક. ૬ વર પામી ઓખાબાઇ ચાલ્યાં, મંદીરમાળીયે સાર; અરબાઇ હુ પરણી આવી, શુંદર વર ભરથાર. ૭ એમ કરતાં ઓખાબાઇનાં, દિન ઉપર જાય દિન; સુદર માધવ માસ આવ્યો, દ્વાદસીનો દન. ૮ સુંદર સજ્યા પાથરાને, સણગારયુ ભોવન; આજ સ્વપ્નંતરમાં આવશે, મુજ પ્રાણતણો જીવન. ૯ સંધ્યા થઇ રવી આથમ્યો, આથમીયો કશ્યપ તન, હજુયે ન આવ્યો હજુયે ન આવ્યો, મુજ પ્રાણતણો જીવન ૧૦ પોહોર રાતનો વહી ગઇને, હજુ ન આવ્યા કોય; ઉમીયાજીને વચન કહ્યુ તે, રખે મીથ્યા હોય; વા વાયને બારો હાલે, ખડ ખડાટ બહુ થાય. ૧૧ ઓ આવ્યો ઓ આવ્યો, કહીને બેઠી થાય; તમો આવ્યા તે જાણું છું. મારી સગી નણદના વીર. ૧૨ બોલ્યા વિના નહી ઉઘાડુ, હઠકું છે મન ધીર; વેણા લીધી હાથમાં ને, ગીત મધુરાં ગાય. ૧૩ ઓખા કેરા માળીયામાં. ઉછવ બહુ થાય; બેઆકળી બોલે નહી, તેને વાગે ભણકારા. ૧૪ વા આવ્યો દક્ષિણ દિશાનો, દરિઆવ કેરો વાર; દક્ષિણ દિશાનુ જાળીયુ. તેમાં ફર ફર વાયુ આવે; ઓ આવ્યો ઓ આવ્યો. માહારા પ્રાણ તણો આધાર. ૧૫ તેવામાં બીજુ બારણુ, ખડખડવા લાગ્યુ જ્યારે; ઓખા બાઇએ તો દોટ કરી દ્વાર ઉઘાડુ ત્યારે. ૧૬ બાણાસુરે મેહેલ રચ્યો છે, તેનો સ્થભજ એક; તે તણો પડછાયો, તે ઓખા નજરે દેખ. ૧૭ ઓ પેલા આવ્યા

છો, તમ ઉપર જાઉં વારી; બોલ્યાં વિના તો નહી બોલાવું, છું ગુણવંતા નારી. ૧૮ બાણાસુર જો જાણશે તો, લેશે બેઉના પ્રાણ; શાને કાજે આંહી ઉભાંછો, સાસુના સુત ન. ૧૯ ઓખા બાઈ તો માળીઆમાં પાડે છે બકોર; ઇશ્વરને પાર્વતી ગગને. સાંભળે છે શોર. ૨૦ ઇશ્વર કહે છે ઉમીયાજીને, કોણ રૂવે છે નાર; ઉમીયા કહે છે મોહજીને, ઓખા રૂવે નિરધાર. ૨૧ વચન આપણું મીથ્યા કરવા, બેઠી બાણ કુમાર; મશી વિદ્યા મોકલી તે, નિદ્રાનો ભંડાર. ૨૨ મધ્ય રાત તો તો વહી ગઇમે, મીંચ્યાં લોચન; સ્વપ્નાંતરમા આવી પરણ્યો, પ્રદ્યુમનનો તંન.

રાગ ધોળ. કડવું ૩૧ મું. સ્વપ્નાંતરમાં દીઠી સોરઠીયાની જાનરે; સ્વપ્નાંતરમાં વડસસરો ભગવાનરે. ૧ સ્વપ્નાંતરમાં ખળકે માંડળ ચુડીરે; સ્વપ્નાંતરમાં ઓખા દિસેછે અતી રૂડીરે. ૨ સ્વપ્નાંતરમાં વરત્યાં છે મંગળ ચારરે; સ્વપ્નાંતરમાં આરોગ્યા કંસારરે. ૩ સ્વપ્નાંતરમાં કરેછે પીઉજીશું વાતરે; સ્વપ્નાંતરમાં હશી હશી તાળા લેછેહાથરે. ૪ ચિત્રલેહા ભરીરે નિદ્રામાંથી જાગીરે; આ ઓખાબાઇને કોણ કરમ ગતી લાગીરે. ૫ ઓખાબાઇને નાટક ચેટક લાગ્યુંરે; તેતો કેમ કરીને થાશે અળગુરે. ૬ જાગ્યરે જાગ્ય ઓખા તહઃરે; જે જોઇયે તે માગ્યરે, ૭

રાગ મારૂ કડવું ૩૨ ઓખા ભરીરે નિદ્રામાંથી જાગી, અંગોઅંગ અગીઠી લાગી; ફટ પાપણી સાહને જગાડી, મને ભર્યા અમૃતમાંથી કહાડી. ફટ પાપણી એ શું કીધું. અમૃત લેઇને વીખ દીધું; બીડી પાંનની અડધી કરડી, ખાધી મનવિના મુખ મરડી. જુવો મહારા કરમની કરણી, વર સે મેલી ગયા મુને પરણી; માહારા પિઉને સતી જે આવો, મહારા નાથ ગયારે રીસાવી. મહારા હઇયા કેરો હાર, આણીરે આપો આણીવાર.

રાગ શેરડા કડવાં. ૩૩ સૈયર શત્રુ સે થઇને લાગી, મને સ્વપ્નામાંથી જગાડીરે હો; ઉમીયાનો વર આજ સફળ થયોને, જપતાંછે દહાડી દહાડીરે હો. અધવચ કુવામાં મુજને ઉતારીરે, વચેથી વરત મેલ્યું વાડીરે હે; બાગ બગીચામાં ફુલ ફુલ્યાંછેરે હો, ફુલી મહારી તનડાની વાડીરે હો. પ્રેમાનંદ પ્રભુ જાતાં ન ઓળખો હો, ખેતરી જાયછે દહાડી દહાડીરે હો; સૈયરરે ભુંડી સૈયર શત્રુ સે થઇને લાગી મુને સ્વપ્નામાંથી જગાડીરે હો.

સાખી કડવું. ૩૪ ચંદ્રા તુંતો જીવે ક્રોડ વરસ, સ્વપ્નને થયો સંજોગ; શ્રાપ દેઉછુ સુરજ દેવતા, મુજ જાગે પડીયો વિજોગ. સ્વપ્નામાં મહારા પિઉજીશું. અમે કરતાં લીલાલેહેર; અમૃત રસ હું પીતી હતી, તેમાં તે મેલ્યું ઝેર. કંથવિજોગે એ કામના, ગઈ પંડીતની પાસ; ભુલ જે પુછુ પંડીતો, એક દીન કેહેતી માસ. ફરીફરી પંડીત એ કહે, સાંભળ ઓ કરજોડ; ચુદી લહો એ પિઉશું. એક વરસે કોડ. ઓખા પુછે ઓ પક્ષીડા, તારીબે પાંખો માગીશ; હુ માહારા સજ્જનને મળી, તારી પાંખો પાછી દઇશ; પાંખ પ્યારી પંથતો વેગળો, તારો પિઉ કોણજ દેશ. માગી તાગી પાંખડીયે, તારા સજ્જનને કયાંથી મળશે, ચાંચ કઢાવું બપઇયા તાહરી, ઉપર ડાક લુણ. ભીનેરંગે પિઉ માહરો, તને પિઉ મળશે કુંણ; પિઉ વિજોગે પીલી ભાઇ, મારૂ તનમન સુકાઇ જાય, વગરી તું વાહન ચઢીતો, સઉ સફર ના જાય; લેખ લખ્યા છઠીતણા, તે મટી કેમ જાય. કર્મે લખ્યું તે ભોગવે, તેની પક્ષ કરે જદુરાય.

રાગ ધરાડી. મધ્યનીશાએ સમેરે, માળીયામાં રોતીરે રાજકુમારી; ક્યાં ગયો ક્યાં ગયોરે, બાઈ માહારો સ્વમાનો ભરથાર. ૧ મીંઢળ મારૂં ક્યાં ગયુરે, બાઈ મારો ચુડલો હતો જે .થ; ધાતામાં ઢળી ગયુરે, બાઈ મારે અમૃત આવ્યુ જે હાથ. ૨ પીયુ પરદેસીયારે ભુંડા .ને લીધી સે નવ સાથ આજવેરણ થઈરે, બાઈ મહારા સ્વમાકેરી રાત. ૩ લાવ સખી ખ પીઉરે, બાઈ મહારા કાઢું પાપી પ્રાણ; હવે હું કેમ કરૂંરે, બાઈ મને વાગ્યાં બીહનાં માણ. ૪ પાપી મારો જીવ ડોરે ઓખાબાઈયે પડતું મેલ્યું ધરણ; રોતાં રોતાં જ્યાં ગયા રે, ઓખાબાઈએ રોપ્યુ વાડીવન. ૫ જઈને પુછુ દ્રુમનેરે ક્યાંઈ મહારો દીઠો પ્રાણજીવન; તું ગુણ બેલડીરે, બાઈ જોને કરમ વિચાર. ૬ નાથ મેલી ગયારે. બાઈ માહારાં કોણ જનમના પાપ, આજ વેરણ થઈરે, બાઈ માહારા સ્વમા કેરી રાત. ૭ જોબન મેનો બાળવ્યુરે જાણ્યું મારા પ્રભુને ભેટ કરીશ; જો પ્રભુ નહી મળેરે, હું તો માહારા પ્રાણતજીશ. ૮

સાખી કડવું ૩૫ ઓખા રૂવે ચીત્રલેહા વિનવે. ઘેલી સૈયર નવ રોય; સ્વપ્ને દીઠું જો નીપજે, તો દુઃખ ન પામે કોય, ૧ જળ વલોવે માંખણ નીપજે, તો લુખુ કોઈ નવ ખાય; ચિત્રલેહા તુંતો મુને વાહાલી હતી, જાણે મારા હૈયા કેરો હાર. ૨ કંથ વીજોગણ કરમ કેરી, જાણે મારા બાપ તણા મારનાર, વેરણ થઇ વિધાત્રી એણે આડા લખીયા આંક. ૩ એકવાર આવે મારા હાથમાં, તો ઘસીને વાઢું નાક કરમ લખાવે તો લખે, ભરીને મેલ્યો આંક; કરણી પ્રાપ્તી ભોગવો, તેમાં વિધાત્રીનો શો વાંક. ૪ વિધાત્રી આપે તેને લક્ષ દીયો, ન આપે તેને છેક; એક વાર પોકારે બારણે, તેને પુત્રી જન એક. લાંચ લેઇ તું તો લખતી હતી. આપે સહુ પેહેલું; મારા પિઉ વિજોગણ ન જાણતી, મારૂંમરણ લખાવતી વેહેલુંરે. ૭

રાગ આશાવરી કડવું ૩૬ મું. સ્વપ્નું સાચું ન હોય, સૈયર મારી સ્વપ્નું સાચુ ન હોય, સૈયર મારી સ્વપ્નું સાચુ ન હોય; એક રંક હતો તે રાજ્ય પામ્યો, સ્વમાંતરમાં સાર. ૧ તેને હસ્તી ઝુલે બારણે, રથ ઘોડા પરમ વિશાળ; જાગીને જોવા જાય ત્યારે, ગાંધવ ન મળે એક. ૨ એક નિરધનિયો તે ધન પામ્યો, સ્વમાંતરમાંસાર તેને દેશ વિદેશે વહાણ ચાલે, વાણોતર છે સાર. ૩ જાગીને જોવા લાગ્યો ત્યારે, કોને લાવે પાસ; એક મુરખ હતો ને સ્વમાંતરમાં ભણાયો વેદ પુરાણ. ૪ જાગીને ભણવા જાયે ત્યારે, મુખે ન આવડે પારાણ; એક વાંઝીયો તે સ્વમાંતરમાં, વેગ પામ્યો બાળ. ૫ તેનું ઘોડીયું ઘોજારે બાંધ્યું, પારણ પરશાળ; જાગીને જ્યારે જોવા જાય તો, ત્યારે કોનું લાવે બાળ, સ્વપ્નું સાચુ ન હોય. સૈયર મારી સ્વપ્નું સાચુ ન હોય.

રાગ કલ્યાણ કડવાં ૩૭ મું. ચિત્ર ચાળીરે વાનો વાળીને, રંગ ભેળીને ૮૮ મેલીને; લેખણ લાવીને કરમાં સાહીને, રંગ ભરતીરે ચાત્ર કરતીરે. હવે સ્વર્ગના લોક લખાયરે, લખ્યા સ્વર્ગ લોકના રાયરે; ઉપર લોક લખ્યું ને સુર લોક લખ્યું, જમલોકને તપલોક લખ્યા. સત્યલોક લખ્યો ને વૈકુંઠ લખ્યું, ગુણલોક લખ્યો ને ગાંધ્રવ દેશ લખ્યો હવે ઓખાબાઇ તમે ઓરાં આવોને, આમાં હોય તેને આવીને બોલાવોરે. ઓખા આવીને કાગળમાં જોયરે, એતો રાતે રાતે લોચને રોયરે; બાળ્ય બાળ્ય આતો નથી ગમતુરે, એને રણવગડામાં મેલો જઇને રમતુરે, ચિત્રચાળીને વાનો વાળીસે, લેખણ લાવીને

કરમાં સાહીને; હવે પાતાળ લોક લખાયરે, અતળ લખ્યુંને, વિતળ લખ્યું, શેતુતળ લખ્યુંને પાતાળ લખ્યું, તળા તળ લખ્યું; રસાતાળ લખ્યું, મ્હાતાળ લખ્યું તેણી વારરે, લખ્યા પાતાળ લોકના રા.રૈ. નાગ લોક લખ્યા તેણીવારરે, વાસુકીનાગ લખ્યને ત્રિક્ષક નાગ લખ્યા પુંડરીક નાગ લખ્યાંને મણિધર નાગ લખ્યા, શેષ નાગ લખ્ય તેણીવારરે. મારી ઓખાબાઇ સલુણી ઓરાં આવોને, આમાં હોય તેને હશીને ઓળખાડેરે; બાળ્ય બાળ્ય એના.દર્પરે, હું શું સ્વમાંતરમાં પરણી આવા સર્પરે. આતો કાળા, લીલા, પાળા, સાપરે, લખનારી ચિત્રલેહા તારા બાપરે. ચિત્રચાળીને વાનો વાળીને, દીવો બાળીને કાજળ પાડીને; હવે મૃત્યુલોક લખાયરે, લખ્યા મ્રત્યુ લોકનાર.યરૈ. અજમેર લખ્યુંને અલીચાર લખ્યું, મુલતાન લખ્યુંને મારવાડ લખ્યુ ખોરાસન લખ્યો ને બંગાળે લખ્યો ને, એક મુખા લખ્યા ને અષ્ટમુખા લખ્યા. સ્વાન મુખા લખ્યા મંજાર મુખા લખ્યા, હસ્તિ મુખા લખ્યા ને ગંધર્વ મુખા લખ્યા; એકરંગા લખ્યા ને અશ્વ વાળા લખ્યા, લખી વનસ્પતી ભાર અડારરે. ઓખા આવી જુવો ભરથારરે, બાઈ કાગળ લખ્યો તે તારો પાડરે; હું શું સ્વમાંતરમાં પરણી આવાં ઝાડરે, બાઇ લખતાં તે લેખણ તુટીરે. ખડીઆમાંથી રૂશનાઈ ખુટીરે થયા કાગળના અંબારરે; તને સ્વપ્નુ નથી લાધ્યું સારરે.

શાખી કડવા ૪૮ સોરઠ દેશ સોહામણો, મુજને જોયાના કોડ; શ્રીરત્નાગરને ગોમતી, ત્યાંતો રાજ કરે રણછોડ. ૧ સોરઠ દેશ સોહામણો, ન ચડ્યો ગઢ ગોરનાર; ન ન હાયો ગંગા ગોમતી, તેનો એળે ગયો અવતાર. સોરઠ દેશ સોહામણો, વેલ વેલ કેલ કરંતઃ ગંગોદક ભરી કંચુકી; રાય હરી ચરણે ધરંત. ૩ સોરઠ સુઘડ માનવી, રાજનીત નીત કરે વહેવાર; એકનગર નહીં માનવી, તેને ઉભા ઉભા જુહાર. ૪

રાગ હુલારી. આજરે સ્વમામાં દીઠી પોરઠીયાની જાનરે; જાણ્યુરે જાદવરાય આવ્યા પરણવા જો. આજરે સ્વમામાં દીઠાં ગોમતીની તીરરે, આજ સ્વમામાં દીઠા હરધરજીના વીરરે; આજરે સ્વપ્નામાં દીઠા સુંદર વર ભરથારરે, તેમાં અડધાં ઉંઘ્યાંને અડધાં જાગતારે.

રાગ કલ્યાંણ કડવાં. ૪૯ ચાંત્ર ચાળીને વાનો વાળીને. રંગ ભેળીને પટ મેલીને; રંગ ભરતીરે ચીત્ર કરતીરે, લેખણ લાવીને કરમાં સાહીને. હવે સોરઠ દેશ લખાયરે, ત્યાં નગર લખ્યું દ્વારકાંયરે; લખી જાદવપતી રાજધાનીરે તેની સોભાતો સુરજ સમાણીરે. લખ્યા જાદવનો પરિવારરે, ઉગ્રસેન લખ્યા તેણીવારરે; કુતવરમા લખ્યા સાત્વીક લખ્યા ઓધવ લખ્યા નેઅક્રુડ લખ્યા. વાસુદેવ લખ્યા તેણીવારરે. ઓખા આવી જુવોને ભરથારરે; બાઇ તેતો એંધાણુ મળીયાંરે. આ ચંદ્રડાને માંથે પાળીયાંરે. તેને માંથે મુગટ કુંડળ કાનેરે. એવા જયો લખ્યા ભગવાનરે; ઓખા આવી જુવોને ભરથારરે, બાઇ તેના સરખુ રૂપ તેના ચાળારે. મારા નાથજી. ગોરા ને આતે કાળારે; તેને વરસસરો વરસસરો સહુ કેહેતારે હું પરણી તારે ચોરી સહીને રહેતારે. લખ્યા કૃષ્ણ તણા કુમારરે, એક લાખ ફરતા હજારરે; એશી આગળ લખ્યા તેણી વારરે, ઓખા આવી જુવોને ભરથારરે. એતો રીંછડાના બાળરે, એને માંથે મોટા વાળ; એના કુળમાં મારો કથ, એને ધાવણના છે દંત એતો કૃપાળો ને ઊંચો એને સોદે નથી મુછ; ત્યારે લખીયા પ્રદ્યુમનરે,

ઓખાનું કંઇક માન્યું મનરે. જાણે હોયકે ન્હાય મુજને પરણ્યો તેનું માહાય, અને સગો સસરો સૌ કહેતારે; હું પરણી તારે મારી પાસે રેહેતારે.

વલણ. એમ કહીને અનિરૂધ લખિયા, ક્ષણું ન લાગી વારરે; કરીમલકલકતાં ઉ-ભી રહી, બાઇ એ મારો ભરથારરે.

રાગ ઢાળ કડવાં ૪૦ ચિત્ર લેહાના હાથમાં, પેલું લખ્યું પુતળું જેહ; પ્રેમઆણી ઓખા બાહ્યે, ઝુટી લીધું તેહ. ૧ કરમાં લેઇને કામના, કાંઇ દેછે આલીંગન, મળીયા-માં મેલી ચાલ્યા, પ્રાણતણા; જીવન, ૨ પેહેલી વાર તો માળિયામાં, મુજને ગયા મુકી. ૩ આણી વાર હું નહી જાવા દેઉં, મેં ઝાલ્યો છે છેડો; મારા પેઉજી પરવરો તો, મુજને સાથે તેડો. ૪ ચિત્રલેહા એણીપેર બોલી, શજોડે છે જોડ; તેતો પોલોડયો દ્વારીકામાં આ-તો ચીત્રાંમણના ઘોડારે. ૫.

રાગ પરજ કડવાં. ૪૧. આપો આણી, એ વર મુને આપો હો આણ. ટેક નીકર કાઢુ મારો પ્રાણી, એ વર મુને આપો હો આણી. મેતો સ્વપ્ને દીઠો જે છોગાળોરે તેની પાંપણનો છે ચાળોરે; મારૂ મનડુ હરયું લટકાળે, તે વર મુને આપો હો આણી. ૧ જેના દીર્ઘબાહુ અજાણરે. મકરાકૃત કુંડળ કાનરે; અંગે શોભે એ ભીનેવાન, તે વર મુને૦ ૨ જેનાં લક્ષણ વીસને બારરે. મુને પરણી ગયો છે કાલરે; તેને વરસ થયાં દશ બાર, તે વર મુને૦ ૩ વરની લટકતી છે ચાલરે. મુને પરણી ગયો છે કાલરે; તેને ટપકું કીધું ગોરે ગાલ, તે વર મુને૦ ૪ રાજે પીતાંબર પરીધાનરે, મુને કેહેતો ગયો નહી નામરે; ત્યારે કયાંથી સરે મારૂ કામ, તે વર મુને૦ ૫ ચીત્રલેહા બોલી વાણરે, સઇયર કેમ થઇ અજાણરે; બાઇ મારી ત્યાંતે જાએ કોણ, તે વર મુને૦ ૬ કેટ કાંગરે ચાંમુડાયરે, છપ્પન ક્રોડ છે ચોકી માંહેરે; ચક્ર જળ હળતું છે ત્યાંયરે, મુને મારે હેલામાંય. તે વર મુને૦ ૭

રાગ મારૂ કડવું ૪૨. ઓખા કહેછે સુણ સાહેલી, લાવ્ય કંથને વેહેલી વેહેલી; બાઈ તુંછે સુખની દાતા. લાવ્ય સ્વામીને થાય સુખસાતા. ચતુરાને કહે ચીત્રલેહા, બાઇ આણ્યાના ઉપાય કેવા; દુર પંથછે દ્વારમતી, કેમ જવાય મારા વતી. ત્યાં જઈ ન શકે રાય રાંક, રક્ષણ કરે છે સુદરશન ચક્ર; જાવું જોજન શહસ્ત્ર અગીયાર, તારો કે-મ આવે ભરથાર. નયણે નીરની ધારા વહે છે, કરજોડીને કન્યા કહેછે; બાઇ તારી મ-તા છે મોટી, તને કોઇ ન કરી શકે ખોટી. ઇશ્વરને સૈયર વ્હાલી, મેં તમને હાથે ઝાલી; આપણ બેઉ જણ સંઘાતી. તું પ્રાણદાતા છે વિધાત્રી. માબાપ વેહેરી છે મારાં, મેંતો ચરણ સેવ્યાં છે તમારાં; વિધાત્રી તું દીન દયાળ, એમ કહીને પગે લાગી બાળ. ચિ-ત્ર લેહાયે ધારણા દીધી. પછી દેહ પક્ષણીની કીધી.

રાગ ઢાળ કડવાં. ૪૩ ચિત્રલેહા કહે ઓખાબાઇ, મારે દ્વારકામાં જાવું; પ્રભુના ઘરમાં ચોરી કરવી, નથી લાડવો ખાવું. ૧ અગીયાર શહસ્ત્ર જોજન જાવું હરવા શ્રી જુગદીશ; સુદરશન જો ચક્ર મળે તો, છેદે મારૂ શીશ. ૨ બાઇ તુજને તાણતો નવ પડે-ને, જેમ તેમ વેહેલી થાને; લાવ્ય મહારા કંથને તું, ખોટી થાય છે શાને. ૩ જતી વે-ળા ઓખા કહે છે, મારો વર છે રૂડો; કરમે મળ્યાં છો કુવારાં. માટે રખે પેહેરતાં ચુડો. ૪ ચિત્રલેહાએ કહેવા માંડયું. મનમાં રાખો ધીર; તુજ સ્વપ્નામાં પરણી ગયો,

મારી માડી જાવે વીર. ૫ ત્યારે ઓખા કહેવા લાગી, જાહ રહી બાપડી; મારો વર કેરો જાણી, રખે ઓઢતી ચાટડી. ૬ હું નહી ઓઢુ ચાટડી, તું એ શી બોલી વાત; મુજને સ્વપ્નામાં પરણી ગયો, મારી માડી જાયો ભ્રાત. ૭ એવું કહીને ઉત્પતી તે પવન વેગે જાય; આકાશ મારગે સંચરી, પોહોચી, ગોમતી માંય. ૮ ગોમતીમાં મરદન કરયું ને ચિતવ્યું તે ઠામ; પ્રભુના ઘરમાં ચોરી કરવી. નહી એકલાનુ કામ. ૯ પછી તો નારદ મુની સંભારયા, તતક્ષણ આવ્યા ત્યાંહ; કહેરે મુજને કેમ સંભારયો, ચિત્રલેહા બાઇ. ૧૦ બાણાસુરની, દીકરીને, લાગ્યું છે સ્વપન; અનિરૂદ્ધ સેજે વરીગયો, વિભળ થયુ છે મન ૧૧ ચારા કરવા હું આવી, સુદર્શન આડું થાય; તે માટે તમને સંભારયા, કરવા મહારી સહાય. ૧૨ નારદ કહે છે આરે બાઇ, એમાં તે શું કામ; એક તામસી વિદ્યા એવી ભણાવું. ઊંઘે બાધુ ગામ. ૧૩ ચીત્રલેહા કહે સાચુ કહ્યું, પણ છેતરવા જુગદાસ; સુદર્શન પેહેલુ ચક્ર મળે તો. છેદે મારૂ શીશ, ૧૪ ચક્રની ચિંતા નવ કરશો ચોકા ફરવા; તર મારગે હું બેશ, બેસાડીશ વાતો કરવા. ૧૫ પછી તામસી વિદ્યા ભણાવી જીભ જપતી જાય; ચોસઠ કળામાં ચામંડા તે, ડગક ડોલુ ખાય. ૧૬ ગામ તો ઘારણ પડ્યુને, ઉંઘ્યા સઘળા લોક; ચિત્રલેહા નગરમાં પેઠી, મુકી મનનો શોક. ૧૭ નારદે વિચારયુ ચિત્રલેહા અનિરૂદ્ધને લેઇ જાશે; શીવને સાંમળાયો વઢશે, જુદ્ધ જોવા જેવું થાશે. ૧૮ ચક્ર ચોકી ફરતુ આવ્યું, મારગમાં નિરધાર; તે મારગે સામા મળિયા, નારદ બ્રહ્મકુમાર, ૧૯ નારદ કહે છે ચક્રને તુ દાહાડી જાય છે ફરવા; એક ઘડી વાર બેશીને મુજ સાથે વાતો કરવા. ૨૦ તુને હું તો કયાં મળીશ. તું સાચી કેહેને વાત; કોઇ દાહાડો મુજને સંભારે, દ્વારકાનો નાથ. ૨૧ ચક્ર મુખથી બોલીયું, વળી મારૂ તે ધન ભાગ્ય; તમારાં દરશનનો તો, કયાંથી પામુ લાગ. ૨૨ ભોળુ ચક્ર સમજ્યું નહીં, બેઠુ નિરાંતવું થઇ; પેલી નારી ભાગી નગ્રમાં, ચોરી કરવા ગઈ. ૨૩ જોતાં જોતી જ્યાં ગઇ. કૃષ્ન તનુરે ભોવન; ત્યાંથી આઘેરી પરવરી, જ્યાં પહોડયો પ્રદ્યુમંન. ૨૪ ત્યાંથી આઘેરી પરવરી, મહા નિષ્ટ કેરો વીર; સોડ ઘાલીને પહોઢીયો, મહા ધનુષધારી ધીર. ૨૫ હમણાં જો હુ એને જગાડું, માહારા મારી કરે કડકાય; માંથે હીંડોળો લેઇ લીધોને ઉલટ અંગ ન માય. ૨૬ જુગત અંબે રે જુગત અંબે, એમ કરતી જાય; હીડોળો લેઈ જાતાં દીઠા, નારદે તેણીવાર. ૨૭ હીંડોળો લેઇ પરવરીને, સમર્યા વૈકુંઠ રાય; પવન વેગે સંચરી, આકાશ મારગે જાય. ૨૮ બે ઘડામાં આવી પોહોચી, શોણીતપુર મોઝાર; તે ઠેકાણે નારદજીએ. મન કર્યો વિચાર. ૨૯ એ જયારે ગઇ ત્યારે હું એ મારે જાઉં તેણે તેનું કામ કરયુ, હું ખોટી સીદને થાઉં. ૩૦ નારદ કહેછે ચક્રને, તું નિકળ્યું ચોકી ફરવા; આવડી વાર મુરખ કેમ બેઠું, મુજ સાથે વાતો કરવા. ૩૧ નારદ કહે છે ચક્રને ઉઠ રાખ્ય તારૂ ગામ; કાલે પછી ચોરી થશે, તું ન લેઇશ મારૂ નામ. ૩૨ આકાશ મારગે પક્ષીણી, તે વેગે ચાલી જાય ઓખાં બાઇતો વાટ જુવે છે. મંદીર માળીયા માંય. ૩૩ વા વાયુને બારી હાલે; ખડખડાટ બહુ થાય; ચિત્રલેહા પાપણી ને. હજુએ ન આવી આંય ૩૪ ચિત્રલેહા ચાલી આવી. મંદીર માળીયા માંય; ભલે લાવી, હું જગાડું ભરથારરે. ૩૫

રાગ આશાવરીનો કડવાં ૪૪ ઉધ્યાં પેઉને જગાડીયે; ભર નિદ્રામાંથી ઉઠાડિયે, મન સંગાથે એવા બીજીએ. બ્રહ્મહત્યા તો શીદ લીજીયે. ૧ ભરથાર પેહેલી ભામની, જે અન્ન રાંધીને ખાય; વાગોળ થઇને અવતરે, ઉંધે મસ્તકે ટંગાય. ૨ ભરથાર પેહેલા ભામની જે, સુવે સજ્યા માંય; આંધળી ચાકરણ અવતરે, પડે મારમ માંય. ૩ ભરથારનુ જે કહ્યું ન માને; આપ મતી જે નારી; તેતો નારી અવતરે, કાંઇ બીલાડી મંઝારી ૪ ભરથારનું જે કહ્યું ન માને, કરે તરફોડા કંથ; હડકાઇ કુતરી અવતરે, એને માંથે પડશે જંત. ૫ ઓખા કહે છે ચિત્રલેહાને, તુંતો બોલે આપ; પેઉ પોહોડયો હોય પારણે, કરડવા આવ્યો હોય સાપરે. ૬

રાગ સાખી કડવાં. ૪૫ સ્ત્રી ચરિત્ર અનેરડાં, કોઈ તેનો ન લહે મરમ; સ્ત્રિ શામને ભોળવે, પણ ખોયો પોતાનો ધરમ. ૧

રાગ ઢાળ ઓખા કહે છે ચિત્ર લેહાને, હવે ન બોલીશ આડું; તું કહેતો મારા પેઉને, પગ ચાંપી જગાડુ. ૧ ચિત્રલેહા કહે ઓખાબાઇ આવડી ઉતાવળો શું થાય; એ મોટાનો કુવર કહાવે, કાંઇકે હશે હથિયાર. ૨ ઓશીકે જઇ જોવા લાગી, તો મોટી એક ગદાય ઉપાડીને અળગી કીધી, ઓખા ચાંપે પાયરે. ૩

રાગ મારૂ કડવાં. ૪૬ મહા બળીયો તે જાગીયો, તેના બળનો નાવે પારરે; હરૂડ હાક મારી કાધો છે હોકારરે. રમક ધમક ડગલાં, વાગે ઠારોઠારરે; આતોન હોયરે ન હોય, મારા બાપજીનું ગામરે. દ્વારીકામાં વસે સઘળા વૈષ્ણવ જનરે, અહો રાત્રી બેડા કરે છે કીરતનરે; નાદ કેરા ચરડકા તે, હોય અપારરે ભુત ભૈરવ જોગણી, અસુર કોઈની નારરે; ડાકણી છો સાકયણી છો કોણ છો બલાયરે. ચિત્રલેહા કહે છે વીરા, ખમા ખમા ખમાયરે.

રાગ દેવગ્રી કડવાં. ૪૭ અનિરૂદ્ધ તે જાગીને પેખે, ભુવનથી આરડા દેખે; કોણ કારણ અમને લાવીયાં હો, ચિત્રલેહા બોલી શીર નામી. તમને લાવીછુ જાણી, ઓખાને કરો પટરાણી; વર વરવાને અરથે હો તમને લાવીયાં હો, તમે બે નારી છો ધન્ય. દિસોછો કુંવારી કન્યા, પરણુ તો થાય છે અન્યા; કેમ પરણુ હો અશુર નંદની હો.

રાગ ધવળ કડવાં. ૪૮ બાણાસુરની નગરીમાં, ગરમડીયાં નિશાનરે; એણેને શબ્દે અનિરૂદ્ધ જાગીયારે. ૧ જાગ્યા જાદવ રાય, જાુમતી ન દેખેરે; પેખેરે પેખે અસુરનાં માળીયારે. ૨ આતો ન હોય અમારી નગરી ન હોય અમારૂ ગામરે; ન્હોય ન્હોય કનકની દ્વારિકારે. ૩ ન્હોય અમારી વાડીરે અમે રમતા દહાડીરે; ન હોય ન હોય પુષ્પ કનકનો ઢોલીયોરે. ૪ અહિયાં નાદ ઘણા વાગે, રણતુર ઘણેરાં ગાજેરે; ન હોય ન હોય શાખ શબ્દ સોહામણોરે. ૫ મને કેઇ રંડા લાવીરે, મારી દ્વારીકાં છંડાવીરે; કેઇરે ભામનીયે મુજને ભોળવ્યોરે. ૬ આતો ઊચા ઊચા માળ, લોઢે જડયાં કમાડરે; રત્નાગર સાગર શે નથી ગાજતોરે. ૭ ચિત્રલેહા બોલી આળરે, તમે જોઇને દેજો ગાળરે, આવ્યા છો આ કન્યા સુખે વરોરે. ૮ ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાત, મુછ ઘાલી હાથરે; જાણી જોઇને જાત ગળીમાં કેમ બોળીયેરે. ૯ મારો વડવો જુગજીવન, અમે પ્રધુમનરાયના તનરે; તે માટે નહી પરણું દૈતની દીકરીરે, ૧૦ ચિત્રલેહા બોલી વાતરે ઢાંકી રાખો ત-

મારી જાતરે; હવડાં વાતો કાઢીશ વડઉવા તણીરે. ૧૧ સુનકાસુરને મારીરે, સોળહજાર લાવ્યા નારીરે; તારા સમજો તારા બાપે એકે નથી પરણ્યારે. ૧૨ એક લગ્ને વરીયા, ન પુછયાં કુળને પરીયાંરે; જાત ભાત કોઇની પુછી નહીંરે. ૧૩ તારા બાપની જે ફઇ, પા, જુન સન્યાશીને ગઇરે; મોં કાઢીને બોલે એવું છે નહીંરે. ૧૪ જેણે વાધ્યો વંદ્રાવનકે વંશ, જેણે મારયો મામો કંસ; ધાવતા મારી માસી પુતનાંરે. ૧૫ ધાવતાં મારી માસી. કરી રાખી કંસની દાસીરે; કુબજાના કુળની વાતો કહેતાં નથીરે. ૧૬ તારો વડવો દ માંખણનો ચોર, ચારયાં વંદ્રાવનમાં ઢોરરે; છાશ પીનેતો ઉછેરીયોરે. ૧૭ સત્રાજીત કાજેરે, મણી લેવા ગયા માહારાજરે; ત્યાંથી પરણી લાવ્યા જાંબુવંતી રીંછડીરે. ૧૮ લાંબા નખને ટુંકા કેશ, વરવો દીસે એનો વેશરે, ભુંડા મુખના છુંછા ઉપર શું મોહી રહયોરે. ૧૯ કહેતો વાત વધારી કહીએ નીકર અહિયા છાંના રહીએરે; પુછો છો તો કન્યાનું કુળ સાંભળોરે. ૨૦ એનો વડવો જુગજીવન, એનો વડવો કઇલાશનો રાજનરે; ઓખાની માડી તો ઉમીયા સતીરે. ૨૧ હિમાચળની ભાણેજીરે, ગણપતી તેનો વીરરે; ઉમીયાના અરધાંગે ઓખા ઉપનીરે. ૨૨ તારો વડવો જુગજીવન, તેમ એનો વડવો બળીરાજન; એક સમે બળીરાયે જજ્ઞ માંડીયોરે. ૨૩ બળીરાજા જગનનો અધિકારી તારો વડઉવો ભીખારીરે; સાડાત્રણ ડગલાં માટે કર જોડીયારે. ૨૪ આટલી વડાઇ શાને કરોછો, એના બાપની ભુમીમાં રહોછોરે; કરમ હીણના કપાળમાં કોઇ ચોઢે નહીંરે. ૨૫ કહેતો વાત વધારી કહીયે, નીકર આંહીથી છાના રહીયે; આવ્યાછો તો આ કન્યા સુખે વરોરે. ૨૬

રાગ ઢાળ કડવાં ૪૯ અનિરૂદ્ધ વળતો કોપીયોને, કયાં ગઈ મારી ગદાય; તમારા બેજણના હવે, મારી કરૂં કટકાય. ૧ તમે જાણ્યું અહીંયા લાવી, કર્યું ભલેરૂં કામ; તમને બે જણને મારી, ઉડીજાઉં દ્વારીકાં ગામ. ૨ ઓખા ત્યારે થર થર ધ્રુજી, વેગેઆવી આડ; મારા પેઉજીને હું મનાવું, તું લાવી તે તારો પાહાડરે. ૩

રાગ સીધવો કડવાં. ૫૦ માહારા સોરઠીયા સુજાણ, મળ્યા મને મેલસો માં; મારા જીવના જીવન પ્રાણ, મળ્યા મને મેલસો માં. મારા સરીરના સણગાર, મળ્યા મને મેલસો માં; મારા હૈડાકેરા હાર, મળ્યા મને મેલસો માં. મારી સાસુડીના જાયા, મળ્યા મને મેલસો માં; સ્વપ્ને શીદ ઝાલ્યો તો હાથ, મળ્યા મને મેલસો માં. તમને દાદાજીની આણ, મળ્યા મને મેલસો માં. તમે ચાલો તો કાઢુ પ્રાણ. મળ્યા મને મેલસો માં. ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ; સાંભળ સુંદરી; અબળાયે નાંખ્યા બોલ, અમશું ઉથલડી. મારા વૈડવાની વાત, કાઢીને વઢી; ત્યારે ઓખા બોલી વાણ, એછે દાસલડી. કૈભાંડની તનીઆત, પગની ખાસલડી; ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ, હવે હું વરૂં. તને ગાળો દીધી સાર મારૂં વેર વાળ્યું; ચિત્રલેહા બોલી વાણ, ગાળો દીધી સહી. તમે બે થયાં છો એક, પરણાવું નહી; પરણવાની પેર, સઘળી મે લહી. મને મળીયા નારદ મુન્ય, વિદ્યા શીખવી; ત્યારે ઓખા બોલી વાણ, હવે વાર શાની, પરણાવ માળીયા માંય રાજકુવર નાહાની.

રાગ ધોળ કડવાં. ૫૧ માળીયામાં મીથ્યા અગ્નિ પ્રગટ કીધારે, માળીયામાં દે-

વતા સાક્ષી લીધારે; માળીયામાં નારદ તુંબર વાસરે, માળીયામાં કળસ ચોરી બંધાયરે. માળીયામાં પેહેલું મંગળ વરતાયરે, પેહેલે મંગળ શાં શાં દાન અપાયરે; ચિત્રલેહા આપેછે કરની મુદ્રીકાયરે, દાન લેછે કૃશ્નતણો સંતાનરે. માળીયામાં બીજુ મંગળ વરતાયરે, બીજે મંગળ શાંશાં દાન અપાયરે; ચિત્રલેહા આપેછે સોળ શણગારરે, દાન લેછે કૃશ્નતણો સંતાનરે. માળિયામાં ત્રિજુ મંગળ વરતાયરે, ત્રીજે મંગળ શાંશાં દાન અપાયરે; ચિત્રલેહા આપે છે નવસર હારરે, દાન લેછે કનતણો કુંમારરે; માળિયામાં ચોથુ મંગળ વરતાયરે, ચોથે મંગળ શાંશાં દાન અપાયરે; ચિત્રલેહા આપે છે ગાયોનાં દાનરે, દાન લેછે કૃશ્નતણો સંતાનરે. માળીયામાં સમે વરતે સાવધાનરે, માળીયામાં આરોગ્યા કંસારરે; માળિયામાં ચાર સોભાગ્યવતિ તેડાવોરે, ઓખા બાઈને સોભાગ્યવતિ કહી બોલાવોરે. માળિયામાં ઓખા અનિરૂદ્ધ પરણી ઉઠયાંરે માળિયામાં સોનઇયે મેરૂ તૃઠયારે

રાગ ચોપાઈ ત્રિતાળ કડવાં. ૫૨ બોલ્યા શુકજી પ્રેમ વચન, સાંભળ પરિક્ષત રાજન; મળિને બેઠી બેઉ સઇયર નારી; બોલી વચન કૌભાંડ કુમારી. ૧ સુખ ભોગવો શ્યામને સ્વામી, ચિત્રલેહા કહે શિરનામી;બાઈ તું કરજે પિઉનાં જતન, રાંક હાથે આવ્યું રતન. ૨ વર કન્યા સુખે રેહેજો, બાઈ મુજને જાવા દેજો; અન્ન બેનું આપેછે રાય, ત્રીજુ માણસ કેમ સમાય. ૩ તમો નરનારી ક્રિડા કીજે, હવે મુજને આજ્ઞા દીજે; બોલી ઓખા વળતી વાણી, મારી સઇયર થઇ અજાણી. ૪ હવે સતી ઓખા વળતી ભાખે, બાઈ કેમ જીવું તુજ પાખે; આપણ બેજણ દિન નિરગમશું. અન્ન વેંચીને જમીશું. ૫ દુઃખ થાશે તો દઇશું થાવા, પણ નહી દેઉ તુજને જાવા; બેની હું તો રહીશ ભુખી, તુજને નહી થવાદેઉ દુખી. ૬ હું તો આપીશ મારો ભાગ, હમણાં નથી જવાનો લાગ; માબાપ વેરી છે માહારા, મેતો ચરણ શેવ્યાં છે તમારા, તુંજ તાત ઘેર ન જવાય, જાણ્ય બાણાસુરને થાય; ચિત્રલેહા કહે સુણ વાણી, મારી સયર થઇ અજાણી. ૮ પ્રધાન પુત્રી કહે વાઉછું માત્ર, હુંછું બ્રહ્માણીનું ગાત્ર; તુજ અર્થે લીધો અવતાર; મેળવ્યાં નારી ભરથાર. ૯ એમ કહી કરી પ્રસન્ન, ચિત્રલેહા ગઇ બ્રહ્મ સદન; ઓખાયે આંખડી ભરી, કંથે આશના વાશના કરી. ૧૦ સાસી આશા બાંધી નારી, પછી ચિત્રલેહાને વિસારી; જે દાહાડે તુજને સ્વપ્ન, તે દાહાડે મુજને સ્વપ્ન. ૧૧ જાણે મરણ્યો છું ઓખા નારી, ઊઘાડી મેલીતી બારી; બેને સરખી વિજોગની પીડા; નર નારી કરે કામ ક્રિડા. ૧૨ બેની ચડતી જોબન કાયા; પ્રિત બંધને બાંધિ માયા; નેહ જણાવે છે ઓખાનારી, રમે અનિરૂદ્ધ કુંજબિહારી. ૧૩ જે જોઇયે તે ઉપર આવે, ભક્ષ ભોજન કરે મન ભાવે; પહોત્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યો અસાડ તે માસ. ૧૪ આવ્યા વર્ષાકાળના દન, મેહ ગાજે વરસે બહુ પરજન્ય; બોલે આકાશે વિજળી કરી, બોલે કોકીલા વાણી મધુરી. ૧૫ મહા તપસીનાં મન ડોલે, ત્યાંતો મોર બપૈયા બોલે; તેમ મરદન કરે છે અંગે, કેસર ચંદન ચરચે રંગે. ૧૬ આંખે અંજન આભ્રણ સાર, કરે તંબોળ કેરા આહાર; તપે નીલવટ ચાંદલો તેવો ચંદ્ર સરદ પુનમના જેવો. ૧૭ શીશ ફુલ સેંથો સીંદુર, તેને મોહ્યો અનિરૂદ્ધ સુર; કાને ઝાલ ઝમકતી જોઇ, કામ કુંઅર

રહયો છે મોહિ. ૧૮ નાકે સોહિયે મોતીની વાળી, તેને રહયો અનિરૂદ્ધ નિહાળી; મોહયો મોહયો મુખને મોડે, મોહયો ભગૃટીને જોડે. ૧૯ મોહયો મોહયો છું ટીલાવટે; મોં મોહયો કેસ કંલકે; મોહયો મોહયો ધુઘરાને ધમકે, મોહયો ઝાંઝરને ઝમકે. ૨૦ દીઠું ડીયે સુંદર કામ,તેણે વિસારયું દ્વારીકાં ગામ;ઘણું ભક્ષ ભોજન કરે આપ, તેણે વિસાર માને બાપ. ૨૧ પામ્યો અંમ્રામૃત પકવાન, તેણે વિસારયું હરીનું ધ્યાન;ઓખા સુખત સાગર, તેણે વિસાર્યો રત્નાગર. ૨૨ અનિરૂદ્ધની ચાલે છે ગમતી, નારી હીંડે નરને ન મતી; નારી નારી મુખે ઓચરતા, હીંડે ઓખાની પુંઠળ ફરતા. ૨૩ ઘેલો કીધો મરજાન એણી, નવ સુજે દીવસ કે રેણી; રાતદિન નિરગમે છે રમી, ચારે આંખે ઝરે છે અમી. ૨૪ સુધબુધ તો વિસરી ગઈ, એટલે ચોમાસુ ગયું વહી.

વલણ. ચોમાસુ વહિગયું, આવ્યો આસો માસરે; કન્યા ટળી નારી થઈ; ઓખા પામી સુખ વિલાસરે.

રાગ મલાર કડવાં. ૫૩ વર્ષાઋતુ વહિ ગઇરે, રમતાં રમતાં રંગ વિલાશ; સુખ પામ્યા ઘણુંરે, એટલે આવ્યો અશ્વીન માસ. ૧ એક સમે સઇયર, આવી સરદપુનમની રાત; માણેકઠારી પુરણીમાંરે, ઉત્તમ દિસે આસોમાસ. ૨ ચંદ્રમાને કીરણેરે, બેઠાં હિંડોળે નરનાર; હાસહિનોદમાંરે, કરતાં વિવીત્ર વિલાસ. ૩ રક્ષકરાયનારે, તેણે દીઠી રાજકુંમાર; કન્યા રૂપ કયાં ગયુંરે, ઓખા દીસે હવે નાર. ૪ ચિત્રલેહા કયાં ગઇરે; એકલી દિસે છે ઓખાય; રાતી રાતી આંખડીરે, ફુલ ફુલી દીસે છે કાય. ૫ હીંડે ઉર ઢાંકતીરે, શકે થયા છે નખપાત; અધુરપે શામતારે, કોઇક પુરૂષ દંતનો ઘાત. ૬ સેવક સંચર્યોરે, એવો દેખીને વિચાર; મંત્રી કૈભાંડનેરે, જઇને કહ્યા સમાચાર. ૭ પ્રધાન પરવર્યોરે, જ્યાં છે અસુર કેરો નાથ; રાયજી સાંભળોરે. મંત્રી કહે છે જોડી હાથ. ૮ લૌકીક વારતારે, કાંઇક આપણને લંછન; જીભ્યા છેદીયેરે, કેમ કહીયે વજજર વચન. ૯ બાળકી તમતણીરે, તેતો થઈ છે નારી રૂપ; વારતા સાંભળીરે, આસનથી ઢળીયો ભુપ. ૧૦ ધ્વજા ભાગી પડીરે, એતો અમથી આકાસ માત; બાણ કોપ્યો ઘણુંરે, મંત્રી સાંભળી સાચી વાત. ૧૧ શિવે કહ્યું તે થયુંરે, તારી ધ્વજા થશે પતન; તેવારે જાણજેરે, રીપુ કોઈક થશે ઉત્પન્ન. ૧૨ જાઓ મંત્રી તમેરે, જાઓ પુત્રી કેરી પેર; કોઇ જાણે ન હીરે, તેમ તેડી લાવો ઘેર. ૧૩ પ્રધાન પરવરયોરે, સાથે ડાહ્યા ડાહ્યા જન; ઓખાને માળીયેરે, હેઠે રહીને કહે છે વચન. ૧૪ કઉભાંડ ઓચર્યોરે,ઓખાજી દયોને દરશન;ચિત્રલેહા કયાં ગઇરે, ચાલો તેડે છે રાજન. ૧૫ થર થર ધ્રૃજતીરે, પડી પેટડીઆમાં ફાળ; શું થાશે નાથજીરે; આવી લાગા મહા જંજાળ. ૧૬ તમે રખે બોલતારે, નાથજી દેશોમાં દરશન, મુખ ઉડી ગયુંરે, ઓખા નિર ભેરે લોચન.૧૭ બાળા બહુ વ્યાકુળીરે, કાંઇ કદળીકેરે વરણ; કશણુ કસ્યા વીનારે, કંચુકી પેહેરી અવળે વરણ. ૧૮ બારીએ બાળકીરે, ઉભી રહીને ત્યાં આવી; કૌભાંડ કુવરીનેરે, ભયંકર વચને કરી બોલાવી. ૧૯ ચિત્રલેહા કયાં ગઇરે, તુ એકલડી દીસે બાળ; કંન્યારૂપ કયાં ગયુંરે, ખીજશે બાણાસુર ભુપાળ. ૨૦ શરીર સંકોચતીરે, કરતી મુખડા કેરી લાજ; ઘરમાં કોણ છેરે, મુજને સાચુ કહોને આજ. ૨૧ ગળસ્થળ કરી ધરીરે, કોઈ પુરૂષ દંતને ઘાત; શણગટ તાણ-

તીરે, બોલી ઓખા ભાગી વાત. ૨૨ દીલ સારૂ નર્થારે, ચિત્રલેખાયે કાધુ સહન; તેણે આકળીરે, દુખણી નીર ભરયું લોચન. ૨૩ મંત્રી ઓચર્યોરે ઓખા બોલી આળ પાળ; હેઠાં ઉતરોરે, નહીતો, ચહડીને જોઇશું માળ. ૨૪

વલણ. માળ જોઈશુ તમતણો, ભાગસે તમારો ભારરે; એવું જાણીને ઉતરો, ત્ય કોપ્યા છે અપારરે.

રાગ સામગ્રી કડવાં ૫૪ કન્યાયે ક્રોધ જણાવીયો, હાકોટયો પ્રધાન; લંપટ બોલતો લાજે નહી, ઘઇડપણે ગઇ સાન. કન્યાએ ૧ પાપી પ્રાણ લેવા કયાંથી આવિયો, બોલતો ક્ષુદ્ર વચન; એ વાત સારૂ કીધી જોઇશે, જીભલડી છેદન. કન્યા. ૨ હુંતો ડાહાયો દાનવ તુને જાણતી, ભારેખમરે કઉભાંડ; એવું આળ કોને ન ચડાવીયે, ભાગી પડેરે બ્રહ્માંડ. કન્યાએ૦ ૩ કહેવા દેને તું મારી માતાને, પછી તારી વાત; હત્યા આપુ તુજ ને, કરૂં જંપાપાત. કન્યા૦ ૫ કઉભાંડ લાગ્યો પછી કંપવા, પુત્રી પરમ પવીત્ર; પછી કાલાવાલા માંડીયા, નજાણ્યું સ્ત્રી ચરિત્ર. કન્યાએ૦ ૫ બાઇ રાજાએ મુજને મોકલ્યો, લોકે પાડયો વિરોધ; ઓખાજી પુછયા માટે; આવડો શો ક્રોધ, કન્યા૦ ૬ એવું કહેતાં સેવક મોકલ્યો, બાણાસુરની પાસ; રાજાએ મંત્રીને કહાવીયુ જુઓ ચઢીને અવાસ. કન્યા૦ ૭ કઉભાંડ કોપ કરીને ગાજીયો, વજડાવ્યાં નિશાન; માળીએથી બંને ઉતરો, બાણાસુરની આણ. કન્યાએ૦ ૮ દાસને આપી આગના, સ્થંભ કરોને છેદન, ઓખાએ આંસુડાં ઢાળીયાં, ચંપાશે સ્વામીન, કન્યા૦ ૯ હોકારો અસુરનો સાંભળી, ઉભો થયો અનિરૂધ; મેઘનીપેરે ગાજીયો. કંપી નગરી બુધ. કન્યા૦ ૧૦ મંત્રી કહે સુભટ સાંભળો, કોઇ જોદ્ધો બોલ્યો આંહી; આપણા નાદે ઉડીયો, મેઘ શબ્દથી સહી. કન્યા૦ ૧૧ ઓખાએ નાથને બાથમાં ઘાલીઓ, શું જાવોછો વહી; મરડી મરડી જાઓ જુદ્ધને હવડા જાઊ કહી. કન્યા૦ ૧૨ આશો ઉદ્યમ વઢવા તણો, નથી બાપનું ધામ; દાનવને માનવં ક્રીતે કહી, ન હોય રૂતુ સંગ્રામ, કન્યા. ૧૩ નાથ કહે સુણ સંદરી, વાત સવળે થઇ; હવે ચોરી શાની આપણે, બેસીએ બારીયે જઈ. કન્યા૦ ૧૪

વલણ. જઇ બેઠાં નરનારી બન્ને. વાત વિપ્રીત કીધીરે; છજે ભજે કામ કુંવર, ઓખા ઉછંગે લીધીરે.

રાગ રામકળી કડવાં ૫૫. જોડી જોવાને જોદ્ધ મળ્યા ટોળેજી, ઓખા બેસારી અનીરૂધ ખોળેજી; કંડમાં બાંવલડી ઘાલી બાળાજી, દેખી કૌભાંડને લાગી જવાળાજી. ૧

ઢાળ. જવાળા પ્રગટી ઝાળ, પ્રગટી, સુભટ સહુ જોવા મળ્યા; મંત્રીકહે ભાઇ સબળ શોભે, જેમ હરી ઉછંગે કમળા. ૧ લઘુસ્વરૂપને લક્ષણવંતો, આવી સુતાસંગ બેઠો; જ્યાં પરશ નહી પંખીતણો તે, માળીયામાં કેમ પેઠો. ૨ નીશંક થઇને છજે બેઠાં નિર્લજ નરને નારી; હાસ્યવિનોદ કરે ઘણોને, .લજ્યા ન આણે મારી. ૩ ઓખાયે અપરાધ માંડયો, ધાઈધાઇ લેછે સોઇ; પ્રધાન કહે એ પુરૂષ મોટો, કારણ દીસે કોઈ, ૪ અંબુજ વરણી આંખડીને ભ્રકુટી રહી ખમ ખમી; રોમાવળી વાંકી વળી, વઢવા રહયો ટમટમી..૫ માળ ઘેરયો સુભટ સર્વે, બોલેછે આનંદ, અહો વિભિચારી ઉતર હેઠો એમ કહે કઉભાંડ. ૬ અલ્પ આયુશના ધણી; જમપુરીના મારગ સત્ય; અસુર સરીખા

રીપુ માંથે. કેમ થઇ બેઠો સ્વચ્છ. ૭ બાણરાયની દીકરી, તેને ઇંદ્રે નશ્રાપ આળ; તે રાજકુંવરીની સંગે, તું ચ્હઢીને બેઠો માળ. ૮ સાચુ કહે જેમ શીશ રહે, કોણ તાત કુળ ને ગામ; યથારથ તું ભાંખજે, કેમ શેવ્યું ઓખાનું ધામ. ૯ અનિરૂદ્ધ વળતી બોલીયે સાંભળો સુભટ મીત્ર; ક્ષત્રી નંદન હું ઇચ્છાયે, આવ્યો બાણનો જમાત્ર. ૧૦ મંત્રી કહે અલ્યા બોલ્ય વિચારી, ઉતરસે અભીમાન; જમાત્ર કોનો બાળકો, કોને દીધું કન્યાદાન. ૧૧ અપરાધ પુરણ ઉતર હેઠો, તને બાણરાયની આણ; આ દાનવ તારા પ્રાણ લેશે, મરણ આવ્યું જાણ. ૧૨ વિચાર જાણે જીવ્યાનો, જો પડયો વરાંસે ચુક; શીહ હોય તો હાકે ઉઠે, પણ દીસેછે જાંબુક. ૧૩ બેઉ જણાને જોઇને, પાછો ચાલ્યો કૌભાંડ; કૌભાંડનું વાયક સાંભળી, બોલ્યો બળીરાજાનો તન. ૧૪ સાંભળતામાં ચાર લાખ યોદ્ધા, મોકલ્યા તતકાળ; તે ઓખાયે દીઠા આવતા, પડી પેટમાં ફાળ. ૧૫

રાગ પરજ કડવાં, ૫૬. કામનીયે જ્યારે કટક દીઠું, ઓખા થઇ નિરાશ; અરે દઇવ આ શું કીધું, મારા મનમાં હતી મોટી આશ. વાલા કેમ વઢશોરે વઢશો. ૧ મારા પાતળિયા ભરથાર વાલા કેમ. ટેક.

અરે પીયુ તમે એકલા, કરમાં નથી ધનુષ્ય ને બાણ; એ પાપી પીતા કોપીયો, તે લેશે તમારા પ્રાણ. વાલા. ૧ આછી પોળી ઘાયે ઝબોળી, માંહે આંબારસ ઘોળી; તમે જમતા હું પીરસતી, ભરી કનક કચોરી. વાલા. ૨ આલોટે પાલોટે અવનીપર, રૂદન કરે અપાર; બોલાવી બોલે નહીં, નઇણે વરસે આંસુની ધાર. ૩ વળી બેઠો ઉઠે ને વલાપ થાય, વદન વીકાશણ વીર; તીવ્રબાણ જ્યારે છુટશે કેમ શેહેશો કોમળ શરીર. વાલા. ૪ મારા માતપિતાને જાણ થયુંને, કટક મોકલ્યું મોઢ; પાપી બાપે કાંઇ નવ જાણ્યું, બાણાસુર મહા મુઢ. વાલા. ૫

રાગ ઢાળ કડવાં. ૫૭. ઘેલી નારી કાલાવાલા, જે કરો તે ફોક; અમો એવું જુદ્ધ કરીશું, તે જાણે નગરના લોક. ૧ તું જાણે પિઉ એકલાને, હાથ નહી હથીયાર; તારા બાપે ચાર લાખ મોકલ્યા તે, મારે મન છે ચાર. ૨ તું જાણે પિઉ એકલાને, કર નથી ધનુષ્ય ને બાણ; એક ગદા જ્યારે ફરશે ત્યારે, લેઇશ સર્વના પ્રાણ. ૩ ચિત્રલેહા ચતુર નારી, વિધાત્રીનો અવતાર; ઓખાયે તે ધ્યાન ધરીયું, આવી મળિયા મોઝાર. ૪ એવું કહીને જોયું સેજ્યામાં, ગદા તો નવ દીઠી; ચમકીને પુછ્યું ચિત્રલેહાને, અંગ લાગી અંગીઠી. ૫ ચિત્રલેહા કહે મહારાજ હું તો, ચતુર થઇ નવ ચુકી; મેં જાણ્યું મુજને મારશે, ગદા દ્વારીકામાં મુકી. ૬ અનિરૂદ્ધ કહે શાને વઢું, મારે હાથ નથી હથીયાર; ચિત્રલેહાયે નારદ સંભારયા, આવીયા મોઝાર. ૭ નારદ કહે મુજને કેમ સંભારયો, કૌભાંડ કેરી તન; મહારાજ જુદ્ધે ચઢે અનિરૂદ્ધ દીજે આશીરવાદ વચન. નારદે દીધો, શો ભાગ્યવંતી ઓખા બાઇ;ભલો ભલો પુત્ર પ્રદ્યુમનનો, ચિરંજીવી અનિરૂદ્ધ ભાઇ. ૯ ભલો તું પુત્ર પ્રદ્યુમનનો, વીર ઘણો વીકાળ; અંતરીક્ષ ઉભો હું જોઉછું, આણ સરવનો કાળ. ૧૦ અલ્યા ઘણી વારતો બેશી રહયોને, વાત તણું નહીં કામ; બૈરામાં બરકરીયો બાંધી, તે બોળ્યું બાપનું નામ ૧૧ અનિરૂદ્ધ કહે શાને વઢું, હથીયાર નથી કાંઇ એક; એકલા ઝાઝા શોર કરે છે, ત્યાં શો કરવો વિવેક. ૧૨ નારદ કહે છે ઓખા બાઇને, તું

આદ્ય જગતની માત; તારૂ સામર્થ હોય જેટલું, તે આપ સ્વામીને હાથ. ૧૩ ઓખાયે એક ભોંગળ લઇને, કાહાડી આપી ઘરમાંથી બાહાર; સ્વામીના કરમાં આપી, તેમાં હજાર મણનો ભાર. ૧૪ વીર વિકાશી ભોંગળ લીધી, માળીયામાંથી ધાય; ચાર લાખ જોદ્ધા તરવરીયા તે, સામો જુદ્ધ જાય. ૧૫ ગેડી ગુપ્તી ફરશી તુંબર, છુટ ઝાઝાં બાણું; માળિયાને ઢાંકી લીધું, જેમ આભલીયામાં ભાણ, ૧૬ આવતાં બાંણ એકઠાં કરીને, પાછાં નાખે બાળ; ઉંચેથી આવી પડે તે, આણે સરવનો કાળ. ૧૭ ભડક લઇને ભોંગળ મારી, અનીરૂધે જેણી વાર, તે ઝણુકારા કરતી આવી, તેણે કર્યો સંહાર. ૧૮ અનીરૂદ્ધ કેરો માર ઘણો તે,જોદ્ધાયે ન ખમાય; મારી કટક સરવે કટકા કીધું,આપે નાઠા જાય. ૧૯ રહો રહો શા માટે નાસો, કાં થાઓછો રાંક; હું તમારા કાજ આવ્યો છું, મારો ન કાઢો વાંક. ૨૦ અંગ જોદ્ધા કાંઈ નવ સુજે, આવ્યા રાયની પાસ; બાણાસુર બેશી રહયોને, કટક થયું સૌ નાશ. ૨૧ જોદ્ધા સહુ નાશ થયાને, ચોરીયે નાઠા સાર; તમને આવ્યો સંભળાવવા, ઘણું કરી પોકાર. ૨૨ નાશ રાજા ભુંગળ આવી, પ્રાણુ તાહારો જાય; બાણાસુર પડયો ગાભરો, દૈવ આતે શું કહેવાય. ૨૩ બીજા રાયે છ લાખ મોકલ્યા, જઇ કર્યો સંગ્રામ; મારી બાંધી લાવો કહુછું એનો ઠાંમ. ૨૪ જોદ્ધા આવ્યા જોરમાં તે, કરતા મારો માર; છ લાખ આવી ઉભા રહ્યા, તેના બળ તણો નહી પાર. ૨૫ કોઇ એક જોજનને બે જોજન જોદ્ધા ઉંચાશ; કોને માંથે શીંગડાંનેલોચન ઉદરમાં હોય. ૨૬ ખડગ ખાંડાં; તુબર ફરશી, ગોળી હાથે નાળ; તોપ કવચ રણુ ભાલા બરછી, મુદ્દગરને ભીંડી માળ. ૨૭ સાંગ ગેડી ગુપ્તી ગદાને. ઝળકતી તરવાર; બાણાસુરના યોદ્ધાને, કરતા મારો માર. ૨૮ કાંઇકે કચરઘાણુ થયા ને, કંઇકના કડકાય; કુંભસ્થળ ફાટી ગયાને પડયા પૃથ્વી માંય.૨૯ અનિરૂદ્ધે પછી વિચારયું,ગદા પડી છે ધરણ; જોદ્ધા આવ્યા જોરમાં તે, કેમ પામશે મરણ. ૩૦ પછી પડતું મુકયુ પૃથ્વી ઉપર, ગદા લીધી હાથ; કાળચક્રની પેરે સઝે, સૌ સંહારયા સાથ. ૩૧ કોઇ જોદ્ધાને ઝીકી નાંખ્યા, ઝાલ્યા વળતી કેશ; કોઇને અડબોડ મુકીયે. કોઇને પગની ઠેસ. ૩૨ કોઇનાં મોઢાં ભાગી નાંખ્યાં, હાથની લપડાકે; કોઇને મારી ભુકો કીધો, ભુગળને ભડાકે. ૩૩ એમ હુડ કરયુને ત્રાસ પડીયો, બુંબરાણુ બહુ થાય; છ લાખ ચકચુર કરીને; ગયો માળિ માંય. ૩૪ નાઠા જોદ્ધા ઝાંપુ ગયા, જ્યાં છે બાણાસુર રાય; ના રાજા ભુંગોળ આવી.પ્રાણુ તારો જાય ૩૫ નોહે નોહે કાંઈ નાહાનો કુંવર,દીસે છે કોઈ બળિયો; ઘણીવારનો જુદ્ધ કરે છે કોઇનો ન જાય કળિયો. ૩૬ કૌભાંડને તેડાવી પુછ્યું. હવે શું કરવું કાજ; આટલે છોકરે નીચુ જોવરાવ્યું; ધીક ધીક મારૂ રાજ. ૩૭

રાગ બિભાસ કડવાં. ૫૮ મતબાલો મહાલ માળમાં; જઇ જોદ્ધાએ સભામાં સંભળાવ્યું; કૌભાંડને ચહડાયો કાળ, મતબાલો મહાલે માળમાં. ૧ જુગજીત્યુ પણ કાંઇ નવ દીઠું, સ્વર્ગ મૃત્યુ પાતાળમાં; કહો કઉભાંડ હવે શું કરવું. મારો ભાગ્યે ભાર ભુપાળમાં. મતબાલો. ૨ સહુ સેન્યાનું સામર્થ ભાગ્યું, બહુ બળ દીઠુ છે બાળમાંરે; દસ લાખનો દાહજ વાળ્યો. હજી છે વહવાની ચાલમાંરે. મતબાલો. ૩ કહો પ્રધાન હવે શી વલે થાશે બાણુ પડયો જંજાળમાંરે; રસ્તામાં જઇને રોકી રાખો, નાસે આતંકા-

ળમાંરે. મતબાલો ૪ વિભિચારે વળગ્યો તે નહી થાય અળગો. જેમ માખી મદ જા-
ળમાંરે; બાળક બકરીને શાને ઓસરે, તેમ જોવા શીંહની ફાળમાં. મતબાલો. ૫ એ
બાળકને જે બાંધી લાવે, તેને વધાવું રતન ભરી થાળમાંરે; સીંહપણું વેરાઈ ગયુંરે,
થયું સંગ્રામ શીયાળરે. મતબાલો. ૬

રાગ સોરઠ કડવાં. ૫૯ કૌભાંડ કહે તું સાંભળ રાજા, કહું એક સાચો મર્મ; એ
ભુગળે દસ લાખ મારચા, તેણે ન રહયો તારો ધર્મ. ૧ અચરજ એક લાગે છે મુજને; પડી
અસંગે વાત; એક ભોગળે દસ લાખ મારચા, કીધો મહા ઉતપાત. ૨ પુરવે મેં તને પ્રિછવ્યો
અહંકારે થયો તું અંધ; અંકારે લંકા ગઈ, રણ રોળયાં દશસ્કંધ. ૩ અહંકાર ચદ્રમાયે કરયો.
તેને રોહીણીશું સંજોગ; છત્રીશ નારી પરહરી, માટે ભોગવે ખઇરોગ. ૪ એવા અહંકાર હું
અનેક કહું, સાંભળ તે ભુપાળ; વાંક કોઈનો કહાડીયે નહીં, પણ ફુટયુ તારૂ કપાળ. ૫ અ-
હંકાર તુજ બાપે કરયો, જેણે જીત્યા દશ દીગપાળ; વામન રૂપ વીઠલે ધરીને, બળી
ચાંપ્યો પાતાળ. ૬ અહંકાર કોઇનો છાજયો નહી, ગર્વ ન કીજે રાય; ગર્વ કોઇનો ર-
હયો નહી, તમે વિચારો મનમાંય. ૭ પેહેલી ધ્વજા ભાગી પડી, વરસ્યો રૂધીરનો વર-
સાદ; નક્ષત્ર તુટીને પડયું ને થવા માંડયો ઉતપાત. ૮ હવે તતબર થઇને સેન્યા સંભા-
ળો. બેઠાનું નહી કામ; દસ દસા તું જીતીને આવ્યો છોકરે બોળ્યું તારૂ નામ. ૯ રાય પે-
હેલો મેં તુને પ્રિછવ્યો, પ્રતાપ તારો પ્રતક્ષ; આ સમે એવી લોકતામાં, ઉદય પામ્યો
અસ્ત. ૧૦ સ્વર્ગ મૃત્યુ પાતાળમાં; કહેવાયો તું એક; તુણાવેત તુજને કરયો,
એ છોકરે વાળ્યો છેક. ૧૧ વચન એવું સાંભળીને, રાયનો ગઈ છે સુધને સાન; સ્થીળ
અંગ દેખી રાજાનું, પછી બોલિયો પ્રધાન. ૧૨ કઉભાંડ કહે તું સાંભળ રાજા પ્રાક્રમ
તહારૂં પ્રચંડ; શશા ઉપર સીંહ અખડછે, તેમ પૃથ્વી કરૂં શત ખંડ. ૧૩ કહોતો એને
બાંધી લાવું. એમાં તે કેટલું કામ; શોણીતપુરના સુભટ કેરા, અનદ ટાળુ શામ. ૧૪ ર-
ળીયાત થયો વચન સાંભળી; આપ્યા સહુ શણગાર; તું મારો વડો બાંધવ, આ તારો
સરવ ભંડાર. ૧૫ જાઓ વીર તમો વેગે જઇને. કરીઆવો શુભ કામ; વધામણી વેહે-
લી મોકલજો, પેલા શત્રુનો ફોડી ઠામ. ૧૬ વચન શીશ ચઢાવીને ઉઠયો, તેણે કીધો સૌ
શણગાર; સેન્યા સઘળી સજ કરી, તેની સોભાનો નહી પાર. ૧૭ માહા મોટા ગજ ગી-
રીવર સરખા, મગદળીત કહેવાય; હીરા માણેક રત્ન જડીત અંબાડી. તેની જ્યો તે
રવી ઢંકાય. ૧૮ સુર્યવંશી ને શોમવંશી. પાખરીયા કેહે કોણ; મોરડે મોતી જડીત તેને,
હીરા જડીત્ર પલાણ. ૧૯ અનેક અશ્વ દોરીયા આગળ, ગણતાં ન આવે પાર; અનેક
પાલખી રથ ઉટાસને, તેને સુભટ થાય અશ્વાર. ૨૦ શીહલદીપના હસ્તી મોટા, તેને
જડયાં માણેક અપાર; મેઘાડમર છત્ર ધરીને, તેણે મંત્રી થયો અશ્વાર. ૨૧ નગારાની
તો ધોશ વાજે, શરણીયોનાં તુર, સેન્યા સઘળી પરવરી; જાણે સાગર આવ્યું પુર ૨૨
નાળ ગોળા કવચ ભાથા, કરતાં મારો માર: માળીયા આગળ ઉભા એટલે, ઓખા
કરે વિચાર. ૨૩ સ્વામી તમારા મનમાં આવે તો, કહું વિનતી આજ; ચિત્રલેહા દ્વારીકાં
લેઈ જાય તો, સીઝે સઘળુ કાજ. ૨૪ વચન સુણીને જવાળા લાગી, ચઢી અનિરૂદ્ધને
રીસ; ચરણ કેરી આંગળીથી, જવાળા લાગી શીશ. ૨૫ યુધ્ધ વિશે સનમુખ રહુ તો

ન લાજે મારો વંશ, ...ગાસુરને એણીપેરે મારૂ; જેમ કૃષ્ણ માર્યો કંશ. ૨૬ એવા માંહે જોદ્ધા આવ્યા, દેવા લાગ્યા ગાળ; ક્રોધ ચહડયો બહુ કામ કુંવરને, કીધી ઈચ્છા દેવા ફાળ. ૨૭

વલણ. ફાળ દેઉં અંત લેઉં, હોકારો તવ કીધોરે; ઓખાએ અનિરૂદ્ધ માળીયામાં, ઉંચકી કીધોરે. ૨૮

રાગ ભુપાળ કડવું ૬૦ મું. ઓખા કહે કંથને એમ ન કીજે, બળીઆશું વઢતાં બીજે; એ ઘણાને તમો એક જાતે, સૈન્ય મોકલ્યું મારા તાતે. દૈત્યને વાહન તમો પાળા, એ કઠણ તમો સુવાળા; એને તોપે કવચને બકતર, તમારે અંગે પીતાંબર. દૈત્યને સાંગ્યને બહુ ભાલા, પ્રભુ તમો છો ઠાલા માલા; આતો મસ્તાન બહુ બળીયા, તમો સકોમળ પાતળીયા. પેહેલું મસ્તક માહારૂ છેદો, સ્વામી પછી અસુરને ભેદો; તમારી દેહ દેખીને હું તો મોહું, નેત્રે જુદ્ધ કરતાં કેમ જોઉં; મુવા દૈત્ય કરે હોકારા, પ્રભુ પ્રાણ કંપેછે મારા; ઈચ્છા અંતરમાં પેઠી, દૈત્યે માળિયું લીધું લુંટી. ઘણું ક્રોધી વીરોધી છે બાણ, હાકે ઈંદ્રિનું જાયે ઓશાન; જકતસ્થંભે તાતની હાકે, બાણ સૈન્ય ચઢાવી છે ચાકે. જેને નામે તે મેરૂ હાલે. ચક્ર ધારી સરખે નવ ચાલે; ક્ષત્રી સાથ રહે છે બીતો. તમો કેઈપેર એને જીતો, મંત્રી રહ્યો છે દંતજ કરડી, શું ધાઓછો મરડી મરડી; કંથ કહે ન કરૂ સંગ્રામ; નાશી પેઠાનો કીયો ઠામ. હવે જીવતાં છુટવું નહી, સૈન્ય મારીયે સામા થઇ; નથી ઉગરવાનો ઉપાય, ત્યારે ભય પામે શું થાય, નાઠે લાંછન લાગે કુળમાં, છે શામને લાંછન મુળમાં; મહુ વરના જે મણીધર ડોલે, ન ડોલેતો અળશીયાં તોલે; ઘન ગાજે કેસરી દે ફાળ, ના ઉછળે તો જાણવો શીયાળ; ક્ષત્રી શોંઢે દેખીને દળ, ન શોઢેતો જાણવો વિંઢળ, હાકે વાઘ ન માંડે કાન, ન માંડેતો જાણવો સ્વાન; ઘરમાં જોદ્ધા કો રહે પેશી, તો ચરણ વીનાનો રહે બેશી. એમ કહાને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોંગળ લીધી; અસુર સૈન્યામાં જઈ અડીયો, છજેથી કપીની પેઠે પડીયો. જેમ ચંદ્ર પેસે વાદળમાં, તેમ અનિરૂદ્ધ પેઠો દળમાં; વાદળ ચંદ્રને લે જેમ વીંટી, તેમ અનિરૂદ્ધને લીધો વીંટી, અસુર કહે એ માનવી કશું, બહુ શીંહમાં બગલું તશું; જો મુગટ મંત્રીને ચરણે ધરે, તો તું મૃત્યુ થકી ઉગરે. તેનાં વાચક એવાં સાંભળી, અનિરૂદ્ધ ધાયો હોકારો કરી; નાંખે દઇત્ય ખાંડાં મુદગલ, તેમ વિષ્નુ ભોંગળ. વીસ સહાસ્ત્ર અસુર સૌ તુટયા, એકીવારે બહુ સર છુટયા; આયુદ્ધ ધારા રહી છે વરશી, છુટે પરીઘ આયુદ્ધને ફરશી. થાય દાનવ ટોળે ટોળાં, વરસે ભીંડીમાળને ગોળા; બોલે દુંદભીના ગડગડાટ, થાય ખાંડાંતણા ખડખડાટ. હાકે હસ્તીને પાડ ચુચવાટ, રથચક્ર વાજે ગડગડાટ; હોય હય ઘણા હણહણાટ. દેખી દોહલા નાથનો ઘાટ થાય ઓખાને ઉચાટ, દેખે દોહલો નાનો ઘાટ; પછી દાનવનો વાળ્યો દાટ, અનિરૂદ્ધે મુકાવી વાટ. કોઈ ઝીકયા ઝાલી કેસે, કોઈને ઉડાડયા પગના ઠેસે; કોઈ હણ્યા ભોંગળને ભડાકે, કોઇના મોં ભાગ્યા લપડાકે, કોને ભાલા વાગ્યા ભચ, કોનાં નાક વઢાયાંટચ; કોઈ અડકચરા કોઈપુરા, મારી સૈન્ય કર્યું ચકચુરા. તે રણમાં ભયાનક ભાશે, બળ દેખી ઓખા ઉલાશે; મેતો આવડુ નાહાનું જાણ્યુ, ચિત્રલેહાયે રત્નજ આણ્યું. થાય પરશેવો અનિરૂદ્ધને દીલે, નાથ સ્વારમાં

ઝીલે; ભડ ગાજ્યું ને પડ્યું ભંગાણ, નાઠો કોભાંડ લેઇનેપ્રાણ. થઈ બાણાસુરને જાણ. એક પુરૂષે વાળ્યો ઘાણ; અસુરને ચઢીયો બહુ કોપ. સજ્યાં કવચ આયુદ્ધને તોપ. વાગી હાકને ચઢીયો બાણ. તેતો થઇ ઓખાને જાણ.

વલણ. જાણ થયું જે તાત ચઢીયો. કોણ જીતશે શહસ્ર હાથરે; ઓખા આંખ ભરતી રૂદન કરતી, પછી સાદ કરતી નાથરે.

રાગ રામગ્રી કડવાં. ૬૧ મરા સ્વામી હો ચતુર સુજાણ, બાણદળ આવ્યું રે જાદવજી; દીસે સેન્યા ચારે પાસે, હવે શું થાશેરે જાદવજી. એનો બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડોરે જાદવજી; સામો દઈત્ય છે કપાત્ર. માટે હરીને હીંડોરે જાદવજી. એ દળ આવ્યું બળવંત, દીસે રીસે રાતારે જાદવજી. એકલડા અસુરને મુખે, રખે તમે જાતારે જાદવજી; એ ગજ આવે બળવંત, દંત કેમ શેહેશોરે જાદવજી. અસુર અરણ વધાય. તણાણા જાશોરે જાદવજી; એવું જાણીને ઓસરીએ, નકરીયે ક્રોધરે જાદવજી. એકલડાનો આશરો શાનો, માનો પ્રતિબોધરે જાદવજી; ધીરા થાઓને ધાઓ, વઢો તે ફાંસુરે જાદવજી. માહારી ફરકેછે જમણી આંખ, વરસેછે આંસુરે જાદવજી; મુને દિવશ લાગેછે ઝાંખો. ભોંગળ હેઠી નાંખોરે જાદવજી, હું તમને સમજાવું આવાર, વચન મારૂ રાખોરે જાદવજી; તમો મુજ દેહલડીના હંસ, મુકોને જુધ્ધરે જાદવજી, પાછા વળોજી લાગુ પાય, માનો મારી બુધ્ધરે જાદવજી; ઘેલી દીશેછે ધરૂણી, તારૂણી આશી ટેવરે રાણીજી. અમો બાણ થકી ઓસરસું તો કરશું શેત્રરે રાણીજી; આવ્યો બાણાસુર ભુપાળ, તેને હું મારૂરે રાણીજી. એના છેદુ હાથ હજાર, દળ સંહારૂરે રાણીજી; અનિરૂધ્ધ રણથકી ઓસરે તો, લાજે શ્રીગોપાળરે રાણીજી. હવે અંત આપણો આવ્યો. હવે નાઠે આળરે રાણીજી.

વલણ. નાઠો આવે આળ, નવ કીજીયે ઉપવાદરે;
કહે પ્રેમાનંદ ઓખાબાઈ, અનિરૂદ્ધને કર્યો સાદરે.

રાગ વેરાડી કડવું ૬૨. ઓખા કરતી કંથને સાદરે, હો હઠીલા રાણા; એ શા સારૂ ઉનમાદ, હો હઠીલા રાણા, ૧ હુતો લાગુ તમારે પાય, હો હઠીલા રાણા; નાવી બેસો માળીયા માંય, હો, હઠીલા રાણા; ૨ હુંતો બાણને કરૂં પ્રણામ, હો હઠીલા રાણા; છે કાલાવાલાનું કામ, હો હઠીલા રાણા. ૩ એનો બળીયા સાથે બાથ, હો હઠીલા રાણા; તેતો જોઇને ભરીયે નાથ, હો હઠીલા રાણા. ૪ એતો તરવું છે સાગર નીર, હો હઠીલા રાણા; બળે ન પામીએ પેલી તીર, હો હઠીલા રાણા. ૫ એતો ભેદે તમારૂ ગાત્ર, હો હઠીલા રાણા; સામા દઈત્ય છે કુપાત્ર, હો હઠીલા રાણા. ૬ મને થાય છે માન શુકન. હો હઠીલા રાણા; મારૂ ફરે છે જમણું લોચન હો હઠીલા રાણા. ૭ મારો મોતીનો તુટ્યો હાર, હો હઠીલા રાણા, ડાબે નેત્ર વહે જળધાર; હો હઠીલા રાણા ૮ દીસે ગગને ઝાંખો ભાંણ, હો હઠીલા રાણા; દીસે નગરી તે ઉજડ રાંન, હો હઠીલા રાણા; ૯ રૂવે વાયસ ગાયને સ્વાન, હો હઠીલા રાણા; એવા માઠાથાય શુકન, હો હઠીલા રાણા. ૧૦ હું તો ધુજતી દેખુ ધરણ, હો હઠીલા રાણા; એતો સાગરે શ્રોણીત વરણ હો હઠીલા રાણા. ૧૧ આવ્યા અગણીત અસ્વાર, હો હઠીલા રાણા; માંહોમાંહે થાયછે હોહોકાર

હો હઠીલા રાણા. ૧૨ એ દુંદભી વાજ્યો ધાય, હો હઠીલા રાણા; એનો સેન્યા તમપ ૨ ધાય, હો હઠીલા રાણા. ૧૩ એ આવ્યું દળ વાદળ, હો હઠીલા રાણા; એ ઝળકે ભાલાનાં ફળ, હો હઠીલા રાણા. ૧૪ પારખ બકતર પેરયાં ટોપ, હો હઠીલા રાણા. દઈત્ય ભરાયા આવે કોપ, હો હઠીલા રાણા ૧૫ એ વાજે ઘુઘરમાળ. હો હઠીલા રાણા; અસ્વ દેતા આવે ફાળ, હો હઠીલા રાણા. ૧૬ એનો સુરવીર મહાકાળ, હો હઠીલા રાણા; હવે થાશે કોણ હવાલ હો હઠીલા રાણા. ૧૭ નાથ જુવો વિચારી ગગન, હો હઠીલા રાણા; જુધ્ધ રહેવા દયો રાજન. હો હઠીલા રાણા ૧૮ જો લોપો મારી વાણ, હો હઠીલા રાણા; તમને માતપીતાની આણ, હો હઠીલા રાણા; ૧૯ આવ્યો બાણ તે પ્રલે કાળ. હો હઠીલા રાણા, મેઘડમર છત્ર વિસાળ, હો હઠીલા રાણા.

વલણ. મેઘાડમર છત્ર બિરાજે, ઉલટી નગરી બુધ્ધરે;
અગણિત અસ્વાર આવીયા, તેણે વીંટી લીધો અનિરૂદ્ધરે.

રાગ સીંધુ કડવાં. ૬૩ આવી સેન્યા અસુરની, અનીરૂધ લીધો ઘેરી; કામકુવરને મધ્યેલાવી, વીંટી વળ્યા ચોફેરી. અમર કહે શું નીપજશે, ઇચ્છા પરમેશ્વરી, રપુ ગજના જુધ માંહે. અનિરૂધ લઘુ કેસરી. બાણરાયને શું કરૂ, જો ભોંગળ ધરી ફોકટ; વેરી વાયસ કોટી મળ્યા હવે કેમ જીવશે પોપટ. બાણાસુરે સુભટ વારયા; નવ કરશો કો ઘાત, વીટો ચોદશ સહુ મળીને; હું પુછું એને વાત. માળીયેથી ઓખા બાઇયે રૂદન મુકયુ છોડી. પીતા પાસે જુદ્ધ સરવે. હાથ રહયા તે જોડી; બળવંત દીસે અતી ઘણું, સેન્યા બીહામણી. પવન વેગે પાખરીયા તે, રહયારે હણહણી; આદળ વાદળ કેમ શેહેસે, એ સ્વામી સકોમળ. અરે દઇવ હવે શું થાશે, પ્રગટ કામનાં ફળ; દૈવના કીધા દૈત્ય મુવા, તેને દયા નહી લવલેશ. કાચી વયમાં નાથજીને નહી આવ્યા મછને કેશ, ચાર દિવસનું ચાંદરણું, કર ચઢી ગયું વહી. આ જોધ્યા પીઉને મારશે. દૈવટા જાવું નહીં; અરભક તમારે એકલો, તેને વીંટી વળ્યા અસુર. એવું જાણીને સાહાય કરજો, એ સાંભળીયા સુર; કષ્ટ નિવારણ કૃશ્નજી, હું થઇ તમારી વહુ જો આંચ આવશે તમ પુત્રને, તો લાજશે જાદવ સહુ; પ્રજાના પ્રતિપાળછો; તમે પનોતા મોરારી. સંભાળ સરવની લીજીયે. નવ મુકીયે વિસારી, અમને તોપણ આશ તમારી; અમે તમારાં છોરૂ, લાજ લાગશે વૃધ્ધને. કોઇ કહેશે કાળુ ગોરૂ, પક્ષી પલાણ પ્રભુજી; પુત્રીની કરવા પક્ષ; ભગવાનને ભજતી ભામની. ભરથાર છે રીપુ મધ્ય, મુખ વક્ર નેત્ર બીહામણાં; મુખ મુછો મોટી મોટી. તેવા અસુર આવી મળ્યા. એક સંખને સપ્ત કોટી, દળ વાદળ સેન્યા ઉલટી; મધ્યે આણ્યો અનિરૂધ, વીર વાટયો વેરીએ. જેમ મર્કીકાયે મધ. ધનુષ્ય ચઢાવ્યાં પાંચસે, બાણે બહુ ચઢાવ્યાં બાણ; ગાયે ગુણીજન ગદગદે, બહુ ગડગડે નીશાન. અંતર અરભક એમે વીંટીયો, તેમ શોભે છે ઇંદુ; લઘુ જેમ ઉલટ ઘણીને, લીલાટે સ્વેત બીંદુ. લઘુ કુંજરની સુઢ સરખા, શોભે છે બે ભુજ; સરાસન સરખી ભ્રગુટી, નેત્ર બે અંબુજ. તૃણમાત્ર જે વદતો નથી, બાણનો જે બાહુ; અનિરૂધ અસુર એવા શોભે, જેમ ચંદ્રમાનો રાહુ. આવી જોયું વક્ર દ્રષ્ટે, મુછો મોછો મોટી ચક્ષ; વપુ શોભાવે ભુજ ભલાને, કેશ રૂપનુછે વૃક્ષ. આસમે કહેવાડો, અથવા ભોગળને

ધાર; અચો ટાળું સંસારનો; ઉતારૂ એનો ભાર, શું વપુ બાણનું બાલવ છે. માંહે સર્પનો સાથ; કે પેટમાં પુરવજ વસે છે, પીંડ લેવા કાઢે છે હાથ. કાષ્ટ નાકે નાખવા એણે ઘડીને ચોઢયા કર; અથવા કોઇ પંખી દીસે છે. એણે વંખેરચાં છે પર. ત્યારે હશવું આવ્યું બાણને, એ સું બોલે છે બાળ; કૈભાંડ કહે સાંભળો; એ તમને દેછે ગાળ. બળિ સુત અંતર બળ્યો તે, લેકમાં બળવાન શું કરૂ જો લાંછન લાગે. નિકર વિધીયે દેઉ કન્યાદાન સુભટ નિંકટ રાય આવ્યો, બોલીયો બહુ ગરવે; નફટ લંપટ નથી લાજતો, વિંટયો હણવા સરવે. કુળ લજામણો કોણ છે, તસ્કરની પેઠે નીરલજ; અપરાધ આગળથી કેમ ઉગરે, જેમ સીંહ આગળથી અજ. અંગથી આવી ચઢયો, કાંઇ કારણ સરખું ભાસે; સાચુ કહે જેમ શીશ રહે તુજ, બાળક રહે વીશ્વાસે. કોણ કુળમાં અવતર્યો, કોણ માત તાતને નામ; અનિરૂધ્ધ કહે વિવાહ હવો. હવે પુછયાનું શું કામ. પીતૃ પીતામહ પ્રસિધ્ધ છે, જેનો દ્વારિકા સંસાર; છોડી છત્રપતીની વર્યો, હવે ચતુર મન વિચાર. વૈષ્ણવ કુળમાં અવતર્યો, મારૂ નામ તે અનિરૂધ્ધ; જો છેડશો તો નગરી બાવી, નાંખીશ સાગર મધ્ય. બાણાસુર સામુ જોઇને, કૈભાંડ વળતું ભાખે; ચોરી કરી કન્યા વર્યો તે, કોણ વૈશ્નવ પાખે, પુત્ર જાણો કૃષ્ણનો; પછી બાણ ઘસે છે કર; નીચવરે કન્યા વરી, દૈવ મારૂ બેઠું ઘર. રીસે ડોક ધ્રુણાવાને, ધનુષ્ય કરમાં લીધું; બાણાસુરે યુદ્ધ કરવાને. દળમાં દુદુખી દીધું. ૩૫

રાગ ગોડી કડવાં. ૬૪ અસ્વ કુંવર રથ ભાથા ભરી, આવ્યો બાંણાસુર વગે કરી; જોદ્ધાને નવમાએ સુર, ચઢી આવ્યું જેમ સાગરપુર. ૧ વાજે પંચશબ્દ રણતુર, મારી જોદ્ધા કાર્યા ચકચુર; બાણાસુરનાં છુટે બાણ, છાઇલીધો આભલીયામાં ભાણ. ૨ થયુ કટક દળ ભેળાભેળ; જેમ કાપે કોવાડે કેળ; આવ્યા એટલા ધરણી ઢાળ્યા. તેમાં કોઇ પાછા નવ વળ્યા. ૩ આ રી ગદા તે વાગી શીશ, નાઠો હસ્તી પાડીને ચીસ; બાણાસુર ઉપર ભોંગળ પડી, ભાગ્યો રથ પડ્યો કડકડી, ૪ રાયની ગઈ છે સુધને સાન, ભાગ્યું કુંડળ છેદ્યા કાન; પાછો લેઇ ચાલ્યો પરધાન, ઘેર જાતામાં આવી સાન. ૫ પછી બોલે છે રાજન, સાંભળો મારા પ્રધાન; હાય હમણાં ભોંગળ આવશે. જાણું છું જે જીવડો જશે. ૬ પ્રધાન કહે કાં થયા અજાણ, કયાં ગયું મહાદેવનું બાણ; મેલો તો થાયે કલ્યાણ, અફણીએ બંધાશે પ્રાણ. ૭ તે લેઇ બાણાસુર પાછો ફર્યો, તે ઉપર માળીએ સંચર્યો; અનીરૂધે વીચારી વાત, હવે હું બે જોડ હાથ. ૮ શીવનું વ્રત તે સાચુ કરૂ, વચન એનું મસ્તક ધરૂ; અનીરૂધ્ધે બે જોડયા પ્રાણ, બાણાસુરે મેલ્યુ બાણ. ૯ આફણીએ બંધાઈ પડયો, ઉપરથી પરવત ગડગડયો; લાતો ગડદા પાટુ પડે, તે દેખીને ઓખા રડે. ૧૦ ત્યાંથી મનમાં વિચારજ કર્યો, અનિરૂધને લેઇ સંચર્યો; મારતાં કુંવરને લેઇ જાય, ઓખા રૂવે માળીયા માંમે. ૧૧

રાગ રામકળી કડવાં. ૬૫ મધુરે ને સાદેરે રેરેહો, ઓખા રૂવે માળીયેરે હો; બાઇ માહારા પેઉને લઇ જાય, સખી માહારી વતીતો નવ ખમાય; હમણાં કોઇ કેહેશેરે રેરેહો, પિઉજીને મારીયારે. ૧ બાઇ મારાં પેલા તે ભવનાં પાપ; બાઈ મારે આવડો શો સંતાપ, શે નથી મરતો પાપી બાપ; માથેથી ઉતરતીરે રેરેહો, પડજો સગા બાપનેરે. ૨ હાંરે મા-

રા કંથની કોમળ કાય, એવા એવા માર તે કેમ ખમાય; આ પેલા દુષ્ટને ના મળે દ-યાળ, રંડાપણ આવ્યું રે રેરેહે. બાળપણા વેશમાંરે.

ચાલ. ચિત્રલેહા કહે બાઇ શાને રડેછે, તારા કંથની નહી થાય હાણ; જઇને હું સમજાવું છું જે તારા પીતાના પ્રાણ, ૧ ચિત્રલેહા આવી ઉભી રહી, જ્યાં પોતાનો તાત; સાંભળો પિતા વિનતી, કહેશો સમજાવી નહી વાત. ૨ એછે મોટાનો છોકરો તે, તમે જોઇને છેદશો શીશ; માથા ઉપર શત્રુ થાશે, હળધરને જુગદીશ. ૩ એને વડઉવે વળી પતાળે ચાંપ્યો, એવાં છે એનાં કામ; વગર વિચારે મારશો તો ખોશો ઘરને ગામ, ૪ પ્રધાનને જઇને કહ્યું, જ્યાં છે બાણાસુર ભુપાળ. રાજા રખે એને મારતા, એછે મોટાનો બાળ. ૫ પરણી કન્યા કોઇ પરણે નહીં, માથે રહેશે આળ; લોકમાં કહેશે જ-માઈ માર્યો, એવી દેશે ગાળ. ૬ માટે ઘાલો કાળાગ્રહમાં. હાથે ન કીજીએ ઘાત; એટલે દશ લાખ માર્યાં તે, મોટી કીધી વાત. ૭ પછી વજર કેરી કોટડીમાં, બેસાર્યો એ તંન; સરપે એને વીટીયોને, કર્યો ફરતો અગન. ૮ તે પુઠે જળની ખાઇયો ખોદી, મેલ્યા બ-હુ રખવાળ; સરપ કેરા ઝેરથી પરજળવા લાગ્યો બાળ. ૯ અનિરૂદ્ધને બંધન કરીને, વિટીયા બહુ સરપ; કામ કુવરને બાંધીયો, પછી ગાજીયો તે નૃપ ૧૦

વલણ. નૃપ ગાજયો મેઘની પેર. ઉતરાવી ઓખાયરે; અનીરૂદ્ધને બંધન કરી, બાણાસુર મંદીરમાં લઈ જાયરે.

રાગ રામગ્રી કડવું ૬૬ મું. બાણે બન્યોને બાંધીયાં, નૌતમ નરને નાર; અની-રૂદ્ધ રાખ્યો મુખ આગળે, ગુપ્ત રાખી કુમાર. બાણે બન્યોને બાંધીયા. ૧ ચૌટામાં ચોર જણાવીયો, ઢાંકયો વિભીચાર; ઓખા છાની મંદીર મોકલી, રાખ્યો કુળનો તે ભાર. બાણે. ૨ લક્ષણવંતો હીંડે લેહેકતો, બેહેકતો તે અવાસ; દઇત્યનું દળ તે પુઠે પળે, ઘેરી હીંડેછે દાસ. બાણે. ૩ એક પેચ છુટયો પાઘડી તણો, તે આવ્યો પાગ્ર પ્રમાણ; ચોરે તે મોરજ મારીયો, તેનાં કરે લોક વખાણ. બાણે. ૪ ઓખા કરીને વર જો પરણ-શે, તો ભુલશે ભવ ભરથાર, તે સ્વામી તે શુ સુખ પામસે, લીધું એણે અમૃત સાર. બાણે. ૫ કો કહે એમાં દૈવત દીસે ખરૂ, રૂપવંતો રસાળ; કટાક્ષમાં કામની મોહી પડે, એવી માયા મોજાળ. બાણે. તેની ભુલવણી ભ્રકુટી તણી, ભુલી પડે તે નાર; કુવારી કન્યાને કામણ કરે, સંતાડો સર્વ કુમાર, બાણે, ૭ સખી પ્રત્યે સખી ઓચરે, દેખી અંગ ઉમેદ; બાંધ્યો જુવે છે આપણા ભણી, એને છે એવી ટેવ બાણે. ૮ ચાર માસ આશા પ્હોતી ઘણી, લાગ્યો સ્નેહ વિવાદ; માળીયે સુખ પામ્યો ઘણુ, પછી લાગ્યો લોક અપવાદ. બાણે. ૯

વલણ. લાગ્યો લોક ઉપવાદ પણ, પામ્યો દેવ કન્યાયરે; પછી બાણાસુરે અ-નિરૂદ્ધને, રાખ્યો ઓખાના ઘરમાંયરે.

રાગ ધવળ ધનાશ્રી કડવાં ૬૭ શુકદેવ કહે છે પરિક્ષતને, તમે સાંભળો કહું એક રાયજી; કૃષ્ણ કુંવરને બાંધી રાખ્યો, ઓખાના ઘર માંયજી. ૧ નાના વિધનાં બંધન કીધાં, કાહાડી ન શકે સ્વાસજી; એક એકનાં મુખ દેખી દામણાં, દેખી થાય ઉદાશજી. ૨ બાણમતી બાણાસુરની રાણી, નયણે ભરે જંળ અક્ષજી, પુત્રીજમાઇને ભુખ્યાં જાણી.

છાનુ મોકલે ભક્ષજી. ૩ કષ્ટ દેખી નાથનું, ઓખા નૈણે ભરે છે નીરજી; અનિરૂદ્ધ આપ બળે કરીને, ઓખાને દેછે ધીરજી. ૪ આ દરૂ તો અસુર કુળને, એ તદુ તૃણ માત્રજી; શોભા રાખવા સ્વસુરની ને; હું બંધાયોછું ગાત્રજી. ૫ આગમાં ઉંડુ તો શીઘ્ર છુટું, દળુ દાનવ જુથજી; શું કરૂં જો સ્વસુર પક્ષમાં, રાખવું છે સુખજી. ૬ આકાશ અવની એક થાશે, એવો નિપજશે ધંધજી; અગ્ની કેરી જ્વાળ ધુમ્રમાં, અસુર થાશે અંધજી. ૭ સહાય થાશે શામરામ અબળા, સધ્ય છુટશે બંધજી; કૃષ્ણ આવી બાણાસુરને, છેદશે સઘળાં સ્કંધજી. ૮ મારા શમ જો સુંદરી તમો. ઝાંખુ કરો મુખ ચંદ્રજી. બંધનપે દુઃખ દેછે ઘણુ, તારાં અસુરનાં. બુંદજી. ૯ એમ આશના વાશના કરીને, રાખ્યું ઓખાનું મનજી; ત્યાર પછી ત્યાં શુ થયુ, તમે સાંભળો રાજનજી. ૧૦ પછી ભવાનીનુ સ્મરણ કરીને. બાળક લાગ્યો પાયજી; ભગવતી ભવતારણી મારી, આવી કરજે સહાયજી. ૧૧

ચાલ. મા તું બ્રહ્માણી તુ ઇંદ્રાણી કૃષ્ણા; સ્થાવર જંગમતુ સચરાચર, મૃગ ઉપર તૃષ્ણા, ૧ દૈત્યને પાતાળ ચાંપ્યા, રકત બીજ રણ રોળ્યા; શુભ નીશુભ મહીશાસુર મારચા, ચંડ મુઢ ઢંઢોળ્યા. ૨ ધુમ્ર લોચનને હાથે હણીઓ. મધુ કૈટભ તેં માર્યો; અનેક રૂપ ધરચાં તેં અંબા, સુરીનર પાર ઉતારચા. ૩ ઓ હીંગળાજ હીંગોળી માત, કોઇલાપુર તે કાળી; આધ ઇશ્વરી તુંછે અંબા, સનખલપુર બહુચર બાળી. ૪ નગર કોટની તુ સીધવાઇ, બગલા મુખી લાગુ પાય; રાણી રૂડી ઉટવાળી માત, બીરાજતી દક્ષીણ માંય. ૫ અન્નપુરણા ભૈરવી ત્રિપુરા, રેણુંકા છત્ર સંગી; રાજેસ્વરી ચામુંડા માત, દુખહરણી માતંગી. ૬ એણી રીતે સ્મરણ કીધું, તત્તક્ષણ ભવાની આવી; અનિરૂદ્ધને માએ કહયું તે, બાળક કેમ બોલાવી ૭ અનિરૂદ્ધ કહે સાંભળો માતા, મારૂ દુઃખ કહ્યું નવ જાય, સરપ કેરા ઝેરથી મારી ઘણી બળે છે કાય, ૮ ભવાની પ્રસન્ન થઇને, ઝેર કરયું સરવે નાસ; પછી અંતર ધ્યાન થયાં માતા. બાકળની પોહોચી આશ. ૯ એવામાં ત્યાં નારદ આવ્યા, બ્રહ્માના કુમાર, જુવે તો કાળા ગ્રહમાં અનિરૂદ્ધ વરસે છે જળધાર. ૧૦ નારદ કહે અનિરૂદ્ધને, મારૂં સંકટ કાપો; રૂડી વહુ તમો પરણ્યા માટે, મુજને દક્ષણા આપો. ૧૧ તમને દક્ષણાની પડીને; જાય છે મહારા પ્રાણ; શરીર ધ્રુજે અતી ઘણુંને, બોલી ન શકે વાણ. ૧૨ શીદગીહે છે પ્રાક્રમી તું બોલ્ય મુજ સંગાથ; બાણાસૂરની વરયો પુત્રી ને, થઇ પૃથ્વીમાં ખ્યાત. ૧૩ દિપાવ્યો વંસ વાસુદેવનો, બધાયો લંછન શુંય; કાલે માધવને મોકલું, દ્વારકામાં જાઉંછું હુંય. ૧૪ ઊંડળમાં તે આભ ઘાલ્યો, અંતરમાં શેન ફુલે; ઘોડે ચડે તે પડે પૃથ્વી, ભણે તે નર ભુલે. ૧૫

વલણ. અંતર શે ન ફુલ્યો જુદ્ધા, મુકાવશે ભગવાનરે; અનિરૂદ્ધની આજ્ઞા લઈ, ઋષિ હવા અંતરધ્યાનરે.

રાગ બીહાગડો કડવું ૬૮ દયા ન આવે પેલા દઇતપતીને, માહાબળિયા દુરમત્યજી બાકરી બાંધી દ્રીજવર સાથે, વહેર વધારયું સત્યજી, દયા ન આવે. ૧ પાતળીયા પંકજ મુખ પીઉજીને, નાગ પાસના બંધજી; બાંધી લાવો, બળે કરીને, કોમળ રૂપે મદનજી. દયા. ૨ જોરે ધરણીધર શ્રીવર, આપદા પામે નાથજી; પુત્ર તમારા ઉપર મહારજ, કરે છે દઇત્યનો સાથજી. દયા. ૩ ભારોળ કૈભાંડે મેલ્યું, વકરાયો બળિયો વી-

રજી; તો એ રણથી નવ ઓસરીએ; સાગરનુ જેમ નિરજી દયા. ૪ ભેદ કરીને બાંધી લીધો નાગપાસના બંધજી; સ્વાસ ન માવે બહુ અકળાયે, અંગ આકાસમાં સંધજી. દયા. ૫ તાપ સમાય નહી સ્વામીનો. હું કરૂં દેહનો પાતજી; વાર લાગે લક્ષ્મીવર તમને, તો થશે મહાઉતપાતજી. દયા. ૬ કોમળ મુખ ક્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદજી; અનિરૂદ્ધ સમરે સામળીયાને, કમળાવર ગોવીંદજી.દયા. ૭ ત્રાહે ત્રાહેરે ત્રીકમજી સુતની કરજ્યો સાહાયજી; વિપત વેળા વારે ચઢીને, કરો ભકતની રક્ષાયજી. દયા. ૮ ગજ ગ્રહાથી મુકત પમાડયો, કીધી હરિચંદ્ર રક્ષાયજી; દાનવ કુળ નિકંદન કીધાં, કીધી પ્રલ્હાદની સહાયજી દયા. ૯ આજ આંખેથી આંસુડાં ચાલે, જોશો મહારા પ્રાણજી; સુખ શરીર શાતા નહી અંગે લાગ્યો દવ નિરવાણજી. દયા. ૧૦ મનશા વાચાયે વર વરયો, અવર તે મિથ્યા જાણજી; રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું વાણજી દયા. ૧૧ તાત કઠોર દયા નહી રૂદીયે, કોમળ મહારો કંથજી;પ્રહાર કરીને બાંધી લીધો શ્રી હરી વેગળે પંથજી. દયા. ૧૨ કોણ સહોદર આવત અવસર; શોધ કરવાને જાયજી; તાત ભ્રાતને જાણ નહી તે, કોણ ઉઠીને ધાયજી. દયા. ૧૩ પિતા પિઉજીને વેરીરે દેખે, પરભવે બહુ પેરજી; નાગતણા ફુંકારા હળાહળ, ફેરવી નાંખે લ્હેરજી. દયા. ૧૪ હળવળે અંગ અગ્નીરે ઉઠયો, કંઠે પડીયો શોષજી; પુર્વતણાં કર્મ આવી નડીયાં, કોને દિજે દોષજી. દયા. ૧૫ તાત કાયારે પાડું, વિખ ખાઉં આ વારજી; સ્નેહ ન જાણેરે કોઇ મનનો, કોઇ પીડે ભરથારજી. દયા. ૧૬ તાત તણ મન કાંઇ નહીં મુને, સબળો લાગે સ્નેહજી; છોરૂ પોતાનાં જાણી કીજે, દયાળ ન દાજે છેહજી. દયા. ૧૭ બાણાસુર મહા પુરૂષ ગ્નાતા. જેથી ચુક ન થાયજી; બાળક ઉપર પ્રહાર શો કરવો, જદપી હોય અન્યાયજી. દયા. ૧૮ વહાલા થઇને વેરજ વાળો, શું નથી આવતી લાજજી; નિચ પદારથ નથી કુળ નિચું, કૃશ્ન કુંવર મહારાજજી. દયા. ૧૯ નીચું નાક ન હોયે એથી, નિર્થક શો સંગ્રામજી; મોટા સાથે વિરોધ ન કરીયે, નહિ નીરબળ હળધર શામજી. ૨૦ સકળ પૃથ્વી ચાકે ચઢાવી, અસુરનો ફેડયો ઠામજી; વૈર વધારી વીઠ્ઠલ સાથે, કયાં કરશો સંગ્રામજી. દયા. ૨૧ સ્વામી મહારાને શીર સમરથ, તેને ચઢશે કોપજી; ભદ્ર ઇચ્છે છે તાત પોતાનું,વિષનું બીજ માં રોપ્યજી. દયા. ૨૨ જુધ્ધ સમે આકાશે રહીને, જુવેછે નારદ દેવજી; ભય માં આણીશ અમો જાશું દ્વારામતી, જુધ્ધ કરશું તતખેવજી. દયા. ૨૩ નિર્ભય રાણી વીણાધર ગયા, પરવરિયા આકાશજી; પોહોત્યા રૂષી ઉતરીયા હેઠા, ભેટયા શ્રી અવીનાશજી. દયા ન આવે ૨૪

વલણ. ભેટયા શ્રી અવિનાશને, કુશળ વારતા પુછી વળી, કહે નારદ અનિરૂદ્ધને, રાખ્યો કાળાગ્રહમાં દઇતે મળીરે.

રાગ ધનાશ્રી કડવાં. ૬૯ શુકદેવ કહે છે પરીક્ષતને, બાંધ્યો તે જાદવ જોધજી; હવે દ્વારીકાંની કહુ કથા, જાદવ કરે શોધા શોધજી. ૧ હિંડોળા સહીત કુંવર હરીયો, છોડી ગયું કોઇ દોરીજી; હાહાકાર થયો પુર મધ્યે, અનિરૂધની થઈ ચોરીજી. ૨ રતિ અતિ આક્રંદ કરે છે, મળ્યું તે વિનતાનું વૃંદજી, રૂકમણી રોહણાં દેવકી, સરવે કરે આક્રંદજી. ૩ જાદવ કહે છે માધવને, શુ બેઠાં છો સ્વામીજી; વિચાર કરી વિલંબ ન કી

જે, કુળને લાગી ખામીજી. ૪ વાસુદેવ કહે શામ રામને, શું બેઠા છો ભુપજી; વિચારો શકે જળમાં બુડયો, કયાં ગયો કુવર અનુગજી. ૫ ઉગ્રસેન કહે અચરજ મોટું, કોણે હરયો હિંડોળોજી; દેવો દૈત્ય રાક્ષસનું કારણ તે, ખપ કરીને ખોળોજી. ૬ સાથન જદુનાથ કહે છે, ભાઈ શાને કરોછો શ્રમજી; ગોત્ર દેવાનું ગમતુ થાશે, કુંવર હરાયાનું કર્મજી. ૭ અગિયાર વરસ ગોકુળ સેવ્યું. મામાજને ત્રાસેજી; પ્રદયુમનને શંખ હાર ગયો, આવ્યો સોળમે વરશેજી. ૮ તેમ અનિરૂદ્ધ આવશે, તેમ સાચવશે કુળ દેવજી; કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવીજી. ૯ પાંચ માસ વહી ગયાને, જાદવ છે મહા દુખીજી; શ્રાણીત પુરથી કૃષ્ણ સભામાં, આવ્યા નારદ રૂષીજી. ૧૦ હરીઆદે જાદવ થયા ઉભા, માન મુનીને દીધુજી; આણંદી આસન આપ્યું ને, ભાવે પુજન કીધુજી. ૧૧ નારદજીની પુજા કરીને, હરીયે કર્યા પ્રણામજી; કહો મુનીવર કયાંથી પધાર્યા, અમ સરખુ કાંઇ કામજી. ૧૨ કર જોડીને નારદ કહે છે, સાંભળો જુગજીવનજી; પુત્ર તમારા સર્વેરનું મારે, કરવું છે દરસનજી. ૧૩ મારા જોતાં પુત્ર સરવેને, કરવું છે દરસનજી. ૧૪ મારા જોતાં પુત્ર સરવેને, સાથેથી તેડાવ્યાજી; એક લાખને એકસટ હઝાર, એંશી આગળ આવ્યાજી. ૧૫ સર્વે પુત્ર સામુ જોઇને, પુછે છે નારદ મુન્યજી; આટલામાં નથી દીસતો, પ્રદયુમનનો તનજી. ૧૬ ભગવાન કહેછે નારદજીને,કાંઇ તમે જાણોછો ભાળજી; ઘરમાંથી જતો રહયો છે, પ્રદયુમનજીનો બાળજી. ૧૭ નારદ કહે છે હું શું જાણું, તમો રહોછો સાગર બેટજી; જેને ઝાઝા દીકરા, તેને તો દૈવની વેઠજી. ૧૮ ત્યારે ભગવાન કહે છે નારદને પુત્ર વિના કેમ રહેવાશેજી; ત્યારે નારદ કહે છે પ્રશ્નમાં આવશે એવું કહેવાશેજી. ૧૯ પછી આશાન વાળી દીધી તાળી, નાક ઝાલ્યું મનજી; વેઢા ગણીને નારદ કહે છે, સાંભળો જુગજીવનજી. ૨૦ તમારા પુત્રનું એક નારીયે, કરયું છે હરણજી ત્યારે હરી કહે દ્વારકામાં આવે, તેતો પામે મરણજી. ૨૧ નારદ કહે છે તમે સુણો સામળા, સંભળાવું એક વાતજી; મારી એવી પ્રતિજ્ઞા છે, જુઠ્ઠુ ન બોલું જાતજી. ૨૨ શ્રોણીતપુર એક નગ્ર છે. તેમા બાણાસુરનું રાજજી; પ્રસંગે હું ત્યાં ગયોતો, મારે કાંઇ એક કાજજી. ૨૩ રાજા બાણની પુત્રી ઓખા, તેને હવું સ્વપ્નજી; અનિરૂદ્ધ સેહેજે વરી ગયો, તેનું વિભળ થયું છે મનજી ૨૪ ચિત્રલેહા ચંચળ નારી, વિધાત્રીનો અવતારજી; તે આવી દ્વારીકામાં પછી, મન કર્યો વીચારજી. કઠણ કામ કરવું છે મારે. એકલાનું નહી કામજી; મારૂ તેણે ધ્યાન ધરીયુ, હુ આવ્યો તેણે ઠામજી. ૨૫ મેં તામસી વિદ્યા ભણાવી, તે ઊંઘ્યું બધુ ગામજી; અનિરૂદ્ધને લેઈ ગઈને, ઓખાનુ થયું કામજી. ૨૫ કેઇપેરે લેઈ જાયે, એમ બોલ્યા શ્રી જુગદીશજી; ચક્ર મારૂ ઊંઘે નહીંને નાખે શીશજી ૨૬ ચક્રનો વાંક નથીને, એ નીસરયું'તું ફરવાજી; અમ સરખા સાધુ મળ્યા, તેણે બેસારયું વાતો કરવાજી. ૨૭ ભગવાન કહે છે શાબાશ નારદીયા, એવાં તારાં કામજી; માથાં ઉપર ઉભો રહીને, ભલું મરાવ્યુ ધામજી. ૨૯ નારદ કહે છે કૃષ્નને, મેં નથી કરયો અન્યાયજી; જોયાં પછી તમે જાણજો, ઘણાં પુટડી છે કન્યાયજી. ૩૦ ભલીરે કન્યા ભલીરે વહુ, તમે ભલો કરયો વિચારજી; હવડાં મારા પુત્રના ત્યાં, શાછે સમાચારજી. ૩૧ મહારાજ જેણે ભ્રાગવી છે બાણાસુરના બાળજી; દસલાખ દઇત્યનો એક-

વારે પુત્રે આણ્યો કાળજી. ૩૨ શીવનો વર સાચે કરીને, ગયો અસુરને હાથજી; હમણા તમારા પુત્રની ઘણું દૃખની છે વાતજી. ૩૩ ઊંધે મુસ્તક બાંધીયોને તળે લગાડયો અગનોજી; લીલા વાંસનો માર પડે જેમ, ભાગ્ય હશે તો જીવશે તનજી. ૩૪ વાત સાંભળી વધામણીની, વગડાવ્યાં નીશાનજી; શામરા તતબર થયા હવે, જીતવો છે બાણજી. ૩૫ તે માટે તમને કહુ વિઠલજી વેહેલા થાઓજી; જોપુત્રનો ખપ કરો તો,શોણીતપુરમાં જાઓજી. ૩૬

રાગ સારંગ કડવાં. ૭૦ કમળા તો કલ્પાંત કરે છે, હૈડે તે ઉઠી જવાળાજો; મારો કુંવર કાળાગ્રહમાં બાંધીયોરે, મારાને પાઘડી બાંધતાં ન આવડેરે; મારો અનીરૂધ્ધ નાનેરૂ બાળજો, મારો કુંવર ટેક. ૧ રૂક્ષ્મણીયે કૃષ્ન તેડાવીયારે, તમે સાંભળો દીનાનાથજો; મારો બાળક અસુર ઘેર બાંધીયોરે, તેતો કહી નારદજીએ વાતજો. મારો. ૨ મારો અનિરૂદ્ધ બોલી નથી જાણતોરે, તેતો શું જાણે જુદ્ધ કેરી વાતજો; હીંડતા ચાલતાં અખડાઈ પડેરે, અનિરૂદ્ધ નાનેરૂ બાળજો. મારો. ૩ મારાને નીશાળે ભણવા નથી મોકલ્યોરે, નથી સહયો અધ્યારૂનો મારજો; પ્રભુએ અમને પુરૂષ ન સરજાડયાંરે, તે સૌ પેહેલાં વઢવા જાતજો. મારો. ૪ ત્યારે શ્રી કૃષ્ણે ગરૂડ તેડાવીયોરે; તેતો આવીયો તતકાળજો; ભગવાન કહે છે ગરૂડનેરે, તમો કેટલો શેહેસો ભારજો. મારો. ૫ તમો છપનકોટી જાદવ જેટલારે, તેતો સરવે થાઓ અસ્વારજો; તમે સાંભળો કૃષ્ણ કોડામણારે; મારા અંગતણા રખવાળજો. મારો. ૬ મુજ ઉપર ચઢી બધી દ્વારીકારે, તોએ મુજને ન આવે આંચજો; છાશી જોજનની મારી પંખનારે, ત્રણ જોજનની મારી ચાંચજો. મારો. ૭ પછીગરૂડે ચડીને ગોવીંદ પરવરયારે, ત્યારે ગડગડીયાં નીશાનજો; પંખના વાગી જ્યારે ગરૂડનીરે; ત્યારે નાશી ગયા સર્વે સરપજો. મારો. ૮ મારો કુંવર કાળાગ્રહથી છુટીયો, જ્યારે ત્યાં આવ્યા સારંગ પ્રાણજો; શ્રી કૃષ્ન વાડીમાં ઉતરયા તેનાં કોણ કરે છે વખાણ. મારો. ૯

વલણ. કૃષ્ન વાડીમાં ઉતરયા, માગ્યું રાયનું વનરે; ગરૂડને આપો આજ્ઞા, મુકાવી લાવે તંનરે. ૧૦

રાગ ઢાળ કડવું. ૭૧ મું. ગરૂડ ત્યાંથી પરવર્યો, એક નદી આવી અષોશ; તેમાં તેણે ચાંચ બોળી, પાણી લીધું શોષ. ૧ ત્યાંથી આઘેરો પરવર્યો, જ્યાં ખોતરણા અગાર; પાણી પેલું પીધુ હતુ તે, વાવરયું તે ઠાર. ૨ ત્યાંથી આઘેરો પરવર્યો, જ્યાં ભુતને પરેતઃ પાંખે મારી પાડીયાં, કીધાં સરવે અચેત. ૩ ત્યાંથી આઘેરો ચાલીઓ કુંવરને કોટે નાગ; નાહાનાને આખા ગળ્યા, મોટાના કરયા બે ભાગ. ૪ ભલુ થજો ભગવાન તમારૂ. પુરણ પામ્યો અહાર; કુંવરને મુકાવી લાવ્યા, જ્યાં છે જુગત આધાર. ૫ ઓધવને અકરૂડ બે હસીઆ, ભલા કૃષ્ણના તન. તમેરે આવ્યા પરણવાને. અમને ન લાવ્યા જાને; અમને પીરસ્તા લાવશી, તમે જમતા પકવાનરે. ૬

રાગ ઢાળ કડવું. ૭૨ આણી વાતે કુંવર મારા, શરમાણા નવ થઇયે; મારી વાતો તુજને કહું, તું રાખ્ય તાહારે હઇયે. ૧ કુબજા પેલી રાંટી ઢુંટી, કંસરાયની દાસ; મારા મનમાં તે ગમી. બેસારી રાખી અવાસ. ૨ નરકાસુરને મારીને, સોળ હઝાર લાવ્યે પરૂણી; તારા સમજો એમાં મુજને, એકે નથી પરણી. ૩ તારી માને જઇને લાવ્યે

બાંધવને બંધાવી; જાંબુવંતી રીછડી, તેને માનીતી કહી બોલાવી. ૪ તું તો મારો દીકરો, ધન તારી માનું પેટ; બીજા સરવે દીકરા તે, દૈવ કેરી વેઠ. ૫ આપણા કુળમાં ચાલ્યું આવ્યું, શરમાણા નવ થઇએ; રૂડી નારી દેખીએતો, હરણ કરી લેઇ જઇએ. ૬ ઓધવને અકરૂડ બે હશીયા, ખડખડ મેલ્યા દાંત; રૂડી શીખામણ છોકરાને, દયોછો સુંદર સ્યામ.૭જો આવી શીખામણ અમારાં છોકરાંને દેશો તો,મુકવું પડશે દ્વારીકાં ગામરે

રાગ જેજેવંતી કડવાં. ૭૩ શ્રી કૃષ્ણ જાદવ મોકલ્યો તે શ્રોણીતપુરમાં જાય; જઇને કેહેજો બાણાસુરને, પરણાવો કન્યા, શ્રી કશ્ણે. ૧ હોંસ હોયતો જુદ્ધને આવો, તેમાં નથી અમારે નાય; જાદવ ત્યાંથી સંચરયો, આવ્યો અસુર સભાની માંય, શ્રી. ૨ સાંભળને રાજા વીનતી, આવ્યા છે વૈકુંઠ નાથ; દીકરી પરણાવી ચરણે લાગો, નહીં તો જુદ્ધ કરો અમ સાથ, શ્રી. ૩ બાણાસુરને માહા દુ:ખ લાગ્યુ, નેત્રે વરસે અગન; નીચ જાદવને જોઇએ મારી, કુળલંતી એ તન. શ્રી. ૪

ચાલ. એ ભરવાડા એ પીંડારો, ગોકુળમાં ચારી ગાય; મારયા વિના મુકું નહીં. જે થનાર હોય તે થાય. ૫ સેન્યા લેઇને રાજા ચાલ્યો જોદ્ધાનો નહી પાર; હસ્તી ઘોડાને સુખપાલો, બાંધ્યાં બહુ હથિયાર. ૬ ખડગ ખાંડાને તુંબરઝોર. ગોળી હાથને નાળ; ત્રિસુળ સાંગને મુદગર ફરસી, તોમરને ભીંડી માળ. ૭ લાલ લોહમે ઝળકે ઝેરી. હાથ ધરી તરવાર; જોદ્ધા જોર કરતા આવ્યા, તે કરતા મારો માર. ૮ કો જોજન કો બે જોજન ઉંચા, કોને સમ ખાવા નહી સીસ; વિકરાળ દંત મોટા દેખાડીને, વળી પાડે ચીસ. ૯ ભુમરાણ કરતા આવી પડીયા, જાદવની સેન્યા માંહ્ય; ગીરધારીને ઘેરી લીધા, પડે બાણાસુરના ઘાય. ૧૦ પારીઘ ત્રીશુળને પડે કોવાડા, મુદગરને વળી ફરસી; સંગ્રામ સહુ સેન્યા કરે, આયુધ્ધ ધારા રહી વરસી. ૧૧ જુગદીશે જાદવ હલકારયા, કર મનુશ્ય બાણને તીર; તુટે કુંભસ્થળ ફુટે, દંતુશળ ચાલે નીર રૂધીર, ૧૨ બહુ ભડ ત્યાં પડવા લાગ્યા, ભુંગળને ભડાકે; વાંકડી તરવારયો મારે, ખડગને ઝટાકે. ૧૩ તુટે પાખરને પડે બક્તર, કીધો કચર ઘાણ; સર્વે જોધ્ધાને મારી કરીને, પાછા વળ્યા ભગવાન. ૧૪

વલણ. પુરણ પુરૂષોત્તમ પાછા વળ્યા, કરી અસુરનો નાશરે; સેન્યામાં આવી કરીને, શંખનો કરયો નાદરે. ૧૫

રાગ મારૂ કડવાં. ૭૪ શંખ શબ્દ તે વિકારણ, રીપુ દૈત્યનું વિદારણ; કૃશ્ણ આવ્યા તે જાણજ થયું, બાણ પ્રાક્રમ તે કયાં ગયું. ૧ અનિરૂધ્ધ કહે સુણ સુંદરી; શંખ જણાયો આવ્યા હરી; છુટયા બંધ તે આજ થકી, ઓ ગાજે હળધર સાત્વીક. ૨ બોલે પ્રધુમન મોટે સ્વરે, બાણ પાણ છેદાશે ખરે, ગોવિંદની ગત્ય ન જાએ કળી, જાદવ સેન્યા આવી મળી. ૩ જાદવ સેન્યાયે ચાંપ્યો દેશ, મંત્રી કહે ઉઠો નરેસ, અનુચર આવ્યો તે લાવ્યો વાત. કહે દ્વાર દિસે ઉતપાત. ૪ મંત્રીને કરી નેત્રની સંગના, સેન્યાને આ[illegible]ો આગ્યના;દુંદભી નાનાવાધ ગડગડે,આયુધ ધરીને યુધે ચઢે. ૫ ત્યાં રૂપૈઆ કહાડયા [illegible]ખી, સેન્યા સજી ટોપ જીવ રાખી; પાટ સ્વધર બકત્તર પાળ, ડચકારે ઘોડા દે ફાળ, [illegible]ારડે મણી ફુમતાં લટકે, પોતાના પડછાયા દેખી ભડકે; વાંદરે વાદે નાચંતા, ઘુટે [illegible]ને પાણી પંથા. ૭ કાળા કાબરાને કલંકી, કુમેદ લીલાને પંચરંગી; હાંસાળો હએ

હણીઓ જેહ, કાળા કછી કાબરા તેહ. ૮ પીળા પાખર પોપટ સ્વેત, વાયુ વેગી માંકડીઆ કેન; રથ પાળા અસવાર અનેત, દીર્ઘ ધસે પુખ કરડે દંત. ૯ પુરની પોળે સેન્યા ન માય. હણે જાદવ કહેતા જાય; ટોળાં ઉપર ટોળાં આવે, પગને પ્રહારે ધરતી ધ્રુજાવે. ૧૦ રીસે અંતરમાં ધર હડે, રણે રાય બાણાસુર ચઢે; ઝટકાર કરે બાણાસુર મલ્લ, પૃથ્વી થઈ જ્યારે ઉથલ. ૧૧ ગર્જના કીધી મુખથી ભુપાળ, ખળભળ્યાં સાત પાતાળ; બ્રહ્મલોક સુધી પોહોત્યો નાદ, બાણે કૃષ્ણને દીધો સાદ. ૧૨ ગરૂડ આસન આવ્યો ખેપ કરી, નહી જાવા દઉં કુશળો ફરી; ઉનમદ જાદવ ઉછાંછલા, તમો પામો સકળ સંસાર. ૧૩ કુંવારી કન્યા કપટે કરયો, બોલાવે શ્રાપ થાય પાવરો; કુડુ કરમ કીધું કુંવરે, વળી તું વઢવા આવ્યો ઉપરે. ૧૪ ત્યારે હશીને બોલ્યા ભગવાન, અમો લેઇ આવ્યાછું જાન; જો વિધાતાયે કીધો સબંધ, વર કન્યાના છોડો બંધ. ૧૫ ત્યારે બાણાસુર બોલ્યો તતકાળ, સબંધ શાનોરે ગોવાળ; એવી આપીશ પેહેરામણી, સૌને મોકલીશ જમપુરી ભણી. ૧૬ બાણાસુર જ્યારે બોલ્યો વ્યંગ, ત્યારે કૃષ્ણે કીધું સારંગ; કડા ઝુડ બે કટક થયાં, ઉત્રાડાં આયુધ્ધ કરમાં ગ્રહ્યાં. ૧૭ ખાંડાં ફરશીને તરવાર, કો કહાડે માંથેથી ભાર; ત્રિશુળ તોમર ગદા મુશળ, ગાજે રામે ધરી મુશળ. ૧૮ છપન્ન ક્રોડ જાદવ ગડગડે, દાનવ ઉપર તુટી પડે; દાનવ દળ બહુ પળાય, બાણાસુર દેખી અકળાય. ૧૯

રાગ ઝુલાણા છંદનો કડવાં. ૭૫ અલ્યા જા પરો જા પરો નાદાન છોકરા, વઢવાને તું મારી પાસ આવ્યો; અલ્યા નિચ ગોવાળિયા જાત કહાવ્યો, મારી સાથે નહિ જાય ફાવ્યો. અલ્યા. ૧ અલ્યા ગોકુળ માંહિ તુ ગાવડી ચારતો પરનારી કેરાં તુ ચીર હરતો; હાથમાં લાકડી ખાંધે હતી કામળી, મધુવન વિષે તુરે ફરતો અલ્યા. ૨ સાંગ્ય શ્રી સુર્યતણી તેજ ત્રિશુળ તણું, માહારા હાથમાં તેહ ઝળકે; મારે ક્રોધે કરી ડોલે છે દેવતા, બધી ધરણી ધ્રુજે રે અલ્યા શેષ શળકે. અલ્યા. ૩

રાગ ઢાળ કડવાં. ૭૬ એવી વાંણી સાંભળતામાં, કોપ્યા દીનદયાળ; બાણાસુરના હાથ છેદ્યા, સ્વામી શ્રી ગોપાળ. ૧ કોપ કરી કરપાસ્ત્ર મેહેલ્યું, વળતું તેણીવાર; બે હાથ રહ્યા છે બાણાસુરને, તેનો કહુ વિસ્તાર. ૨ રૂધીર વહે છે બાણાસુરને, મન થયો નિરાશ; માહાદેવજીએ હાથ આપ્યા, માટે ગયો કઇલાશ. ૩ નારદ ચાલી આવીયા, જ્યાં બાણાસુરની માય; તારા કુંવરના હાથ વાઢયા, કહો વલે શી થાય. ૪

રાગ ગુજરી કડવાં. ૭૭ શુકદેવ કહે છે વાત, વેવાણ આવીયાંરે; જેની જોવા સરખી જાત, વેવાણ આવીયાંરે. ૧ માંથે કેસ વાંસની જાળ, વેવાણ; જેનું નેત્ર સરોવર પાળ. વેવાણ. ૨ જેના સુપડા જેવા કાન, વેવાણ; જેનું મસ્તક ગીરી સામાન. વેવાણ. ૩ એની આંખ અંધારો કુંપ, વેવાણ; જેનું મુખ દીસે છે કદરૂપ, વેવાણ. ૪ હળ દાંડી જેવા દાંત, વેવાણ; દીઠે જાએ એનો અંત, વેવાણ. ૫ એનાં સ્તન ડુંગરશાં ડોઝાં, વેવાણ; કાને ઘાલ્યાં હાથીનાં હોઝાં, વેવાંણ. ૬ કોટે ખજુરાનાં તનમનીયાં, વેવાણ; કાને ઉંટના ઓગનીયાં, વેવાણ. ૭ પાસે રીંછ કક્ષાં વિક્રાળ, વેવાણ, કેહેડે પાડાની ઘુઘરમાળ, વેવાણ. ૮ વાંકડા સરપ એના હાથે, વેવાણ; બળતી સઘડી મુકી માંથે, વેવાણ. ૯

કોટરા આવી જ્યાં મોરાર, વેવાણ; કુંવરે સાસુ ખોળી સાર. વેવાણ. ૧૦ જેની પીઠ દુ ગરશાં ડોજાં, વેવાણ; એના મુસ્તકમાં ફરે રોઆં. વેવાણ. ૧૧ મુખ બોલે વચન વીકરાળ, વેવાણ; દેખી પડે જાદવને ફાળ. વેવાણ. ૧૨ કોટરા આવી જ્યાં મોરાર, વેવાણ; કુંવરે સાસુ ખોળી સાર, વેવાણ. ૧૩

ચાલ. કોટરા કહે છે કરગરી, એના બાપને ચાંપ્યો પાતાળ; જાણશે તો ઘણું થયું એછે તમારો બાળ. ૧૪ કરૂણા સાગર કૃપાનીધી, ક્ષમા કરો આ વાંક; દીન જાણી દયા કરો એછે તમારો રાંક. ૧૫ ચક્ર ચતુર ભજે પાછુ તેડયુ, કરૂણા કરી જદુનાથ; નવસે છન્નુ કર છેદી નાંખ્યાં, રાખીયા ચાર હાથ. ૧૬ રૂધીર ભર્યો આંસુ ગળતા, આવીયો શીવની પાસ; એમ કહીને પાયે લાગ્યો, સાંભળો પતી કઇલાસ. ૧૭ એક મારી વિનતી, તમો સાંભળો જગદીશ; સાંભળી કોપે ભરાયો, પોતે ઉમયા ઇશ. ૧૮

વલણ. મનમાં રીસ ચઢી બહુ, તમો સાંભળો રાજકુમારરે; સદાશીવ યુધ્ધે ચઢયો, તેણે ધ્રુજી ધરા અપારરે.

રાગ સારંગ કડવાં. ૭૮ એ ભરવાડો એ પીડારો, ગોકુળમાં ચારી ગાય; માહારા આપ્યા હાથને, તે છેદીને કયાં જાય. ૧ ગડબડતા ગણેશ ચાલ્યા, ઉંદરડે અસવાર; ઉ ૨ સ્વામી કારતીક, ચાલ્યા શંકરના કુમાર. ૨ શીંહ ઉપર વીરભદ્ર ચાલ્યા, વૃષભ ઉપર શીવરાય; સેન્યા બહુ ભેળી કરી, કહું તેહ તણો મહીમાય. ૩ ડાકણ સાકણ ભુતપ્રેત. પીશાચ વંતર ગાત્ર; દડુક દડુક ચાલે ભુતડાં, જેનાં હાંલ્લાં સરખાં માથાં. ૪ હરી જઇ કૃતવરમાને કહે છે, જાદવને સમજાવો; અસુરનું ઉપરાણું કરી, જોગીડો વઢવા આવ્યો. ૫ શંકર મુખથી બોલ્યા આવી, લાગી મનમાં જ્વાળ, સનમુખ આવી ઉભા રહી, માંહો માંહે ભાંડે ગાળ. ૬ હે કાળા અરજુનના સાળા, ભરયા ઉચાળા જેહ; મધ્યરાતે મથુરાંથી નાહો, ગયો વીસરી તેહ. ૭ મારી માશી પુતનાને, દહીના લીધાં દાણ; મુસાળનુ છેદન કરીને, થઇ બેઠો રાજન. ૮ તુ આહીરડામાં અવતરયો, નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને, બોલ્યા સારંગ પ્રાણી. ૯ મડે મસાંણે ફરતો હિંડે, રાખ ચોળે અંગ; આક ભાંગ્ય ધંતુરો ચાવ, નફટ તારા ઢંગ. ૧૦ ડાકણ સાકણ ભુત પ્રેતને, નીચ સાંગનો જોડો; બળદ ઉપર ભાર મુકયો, તાહારા ઘરમાં ન મળે ઘોડો. ૧૧ રાત દાહાડો બાવો થઇ ફરતો, તાહારા ઘરમાં રોતી નારી; ત્યારે કૃશ્નપ્રત્યે કોપ કરીને; બોલ્યા છે ત્રીપુરારી. ૧૨ અલ્યા છોકરીઓમાં છાશ પીતો, મરદ મટી થતો સ્હેરી જગતમાં એવું કહેવાયું જે, કાનુડે કાંચળિ પેરી. ૧૩ પરનારી શુ ક્રીડા કરતો, કેહેવાયો વિભિચારી; ત્યારે શંકર પ્રત્યે કોપ, કરીને, બોલ્યા દેવ મોરારી, ભગવાન કહે હુ વીભીચારી, મુને બધી વિસ્વે જોયો; તું એવો સાધુ હતો, ત્યારે ભીલડીશું મોહયો. ૧૫ વચન એવું સાંભળીને, કોપીયા શીવરાય; કડાક લઇને ત્રીસુળ મારયું, થનાર હોયતે થાય. ૧૬ ત્યારે શ્રી કૃશ્ણે મુકયું સુદરશન, આવ્યા ચપટ ઘાય; માંહોમાંહે યુધ્ધ કરે છે, બળ કહ્યું નવ જાય. ૧૭ ગણપતીને કુંવર પ્રદ્યુમન, ગયા સુરે ને જાં કુમાર; વસુ માનને બટુક ભૈરવ, પ્રશ્ન ચારને સ્વામી કુમાર. ૧૮ વિરભદ્ર બળરામ સામા, યુધ્ધ કરે માંહોમાંહે. શીવને શામળિયો લડે, ત્યાં જોવા સરખું થાય. ૧૯ કાળ ભઇરવ

કપાળ ભઇરવ, તૈક્ષણ ભઇરવ સાર; સંહાર ભઇરવ ક્રોધ ભઇરવ; દંભભઇરવનો ભાર. ૨૦ ઉગ્રસેનને વીરસેન કેહેવાય; આપ આપણા ભીરૂ લઇને યુદ્ધ કરે રણ માંય. ૨૧ કૃતવરમાને, સુધનવા, સત્રાજીતને મંત્રજીત, યુદ્ધ કરે છે તેહ. ૨૨ ભુત પ્રેત પીસાચવંતર, ડાકણ વળગે ચુસે; અવળા પગ જેને ચુડેલ કહીએ, રૂધીર સઉનું ચુસે. ૨૩ કૃષ્ણ કેરા મારના. ભાલા વાગે ભચ, તરવારયોના ધારારે, કોના નાક વાઢયાં કચ. ૨૪ કોઇને અધસાતા કીધા, હાથ તણી લપડાકે; કોઇને માર્યા પાટું પાની. ભોંગળને ભડાકે. ૨૫ જાદવ કેરા મારથી બહુ ઝોળીયે ગાલ્યા જાય; કોને રણમાં રોળીયા, તેની થરથર ધુજે કાય. ૨૬ પરીઘ ત્રીસુળ તુંબર ફરશી, હસ્તનાળ છુટે સરસડાટ; ગડગડતા ગોળા પડે. થાય બહુ ખડખડાટ. ૨૭ હસ્તી ચર્મને માંસની, બે પાળ બંધન થઇ; સાગરસુ સંગમ મળ્યો, એમ શોહણીતપુરની સરીતા વહી. ૨૮ પાંડુરોગને હૈયાહોડી, ભગદર કેરી જાત હરષ નારૂને પાઠુ કહીએ, કહીએ કરણતુલ્ય સનેપાત. ૨૯ રોમ તણો માર બહુ દેખી, જાદવ નાશી જાય; રોગના વરસાદથી કોને ઉભુ નવ રેહેવાય. ૩૦ રોગના વરસાદથી, ચઢી હરીને રીસ; તાવની ટોળી બાંધીને છેદવા માંડયાં શીશ. ૩૧ તાવ વાણી બોલોયા, રેહેવાનો આપો ઠામ, તમે મુજને પેદા કરીને, કયાં મારો ભગવાન. ૩૨ પાપી તમે મૃત્યલોકના, માનવીના લ્યો પ્રાણ; તાવ કહે એ કથા સાંભળે, હરીહર કેરૂં જ્ઞાન. ૩૩ મહારાજ ત્યાં અમે નહી જઇયે, સાંભળો અશરણ શરણ; ચતુર માસમાં સાંભળે, જે કોઇ ઓખાહરણ, ૩૪ તેના સમાંતરમાં જોસોતો છેદી નાંખી. શીશ, તાવની વાણી સાંભળીને બોલ્યા જુગદીશ. ૩૫ ઓખાહરણ જે સાંભળે, મન ભાવ કરીને જેહ; તેને પીડેતો મારી નાંખુ, એમાં નહીં સંનદેહ. ૩૬ તાવ કહે એકવાર સાંભળે. તે વરસમાં ન જાવું; બે વાર જે સાંભળે તેને દીઠેથી નાશી જાઉ. ૩૭ ત્રણવાર જે સાંભળે, અમારૂં તમારૂ જ્ઞાન; તેને જનમ માંહે નવ પીડું તમો સાંભળો ભગવાન. ૩૮ ઓખાહરણ જે સાંભળે તેનું નવ લેઇએ નામ; કોલ લઇને સંચરયો, ગયો કઇલાશ ધામ. ૩૯ સુકદેવ કહે પરીક્ષતને, તમે સાંભળો કહું રાય; વળતી ભાથા ભીડયા, કઇલાશ કેરે રાય. ૪૦ શાસ્ત્ર એવાં કહાડીયાં તેનો કોઇ ન પામે પાર ઇશને જુગદીશ વઢતાં, કોઇ ન પામે હાર. ૪૧ વજરાસ્ત્ર ત્યાં મેલીયું, પોતે શ્રી તીપુરાર; ત્યારે મોહાસ્ત્ર મેલીયું, સામા રહી દેવ મોરાર. ૪૨ નાગાસ્ત્ર ત્યાં મેલાયું, સામા રહી ઉમીયા ઇશ; ઉરૂડાસ્ત્ર ત્યાં મેલીયું, પોતે શ્રી જુગદીશ. ૪૩ પરવાસ્ત્ર ત્યાં મેલાડું, સામા રહી શાવરાય; ત્યારે વાવસ્ત્ર ત્યાં મેલાયું, તેનું જોર કહ્યું નવ જાય. ૪૪ સુદરશાન કહાડીયું. ક્રોધ કરી જુગદીસ; ત્યારે ત્રીસુળતે લઇ રહ્યા, પોતે ઉમીયા ઇશ. ૪૫ એકે પોઠોયોને, એકે લીધો ગરૂડ. ત્રીશુળને શુદરશાન વળગ્યાં, તે આવ્યાં, તે આવ્યાં ચપટ થાય; ત્યાંથી ઉછળ્યાં તે, આકાશ મારગે જાય. ૪૬ તેમાંથી અગ્નિ વરસે તે, બ્રહ્માંડ પ્રલે થાય; શેસનાગ શળકવા લાગ્યો, ભાર ન ખમે ધરાય. ૪૭ બ્રહ્માણી કહે છે બ્રહ્માજીને, તમે સાંભળો માહારા નાથ; શીવને શામળાયો વઢે, નારદે કીધો ઉતપાત. ૪૮ રાડ જઇને ચુકવો તેમાંથી થાય કલ્યાણ, હંસે ચઢીને બ્રહ્માજી આવ્યા, વિચારીને જ્ઞાન. ૪૯

રાગ ધનાશ્રી કડવાં ૭૯ મું. આ બેમાં કોને નંદુને, સાંભળો સીવ રણછોડજી;

વિરોધને વેગળો મુકીને, પુરો જગતના કોડજી. ૧ શંકર કહે છે કૃષ્ણને, તમો કયારે આવ્યા ભગવાનજી; હરીહર બે કોટે વળગ્યા; દીધું ઝાઝું માનજી. ૨ શીવે કૃષ્નને તાળી મારી, બોલ્યાનો વિવેકજી; વઢનારાતો કોઇક હશે પણ આપણ એકના એકજી. ૩ કૃષ્ણે ચક્રને પાછુ લીધું, શીવે લીધું ત્રીશુળજી; બ્રહ્માયે આવી સમાધાન કીધું, થયુ પૃથ્વીમાં શુલજી. ૪ શીવે લઇને પાસે તેડયો, શોણીતપુરનો નાથજી; અલ્યા તુજને ભુજ આપ્યા માટે, વઢવા આવ્યો મુજ સાથજી. ૫ વળી હોંશ હોય તો યુદ્ધ કરો, શામળીયાનો સાથજી; મદ મત્સર અહંકારથીમેં, ખોયા હજાર હાથજી, ૬ બાણાસુર કહે હવે વઢુતો, છેદે મારૂ શીશજી; બાણ વળતી ચરણે ચાલ્યો, સાંભળો ઉમીયા ઇશજી.

વલણ. મેં ખોયા હાથ હજારનેં, હવે શીર છેદાવુ રે; જેમ તેમ કરીને જાન તેડાવો, પછી કન્યાને પરણાવું રે. ૮

રાગ સોહાણી કડવાં. ૮૦ હરીહર બ્રહ્મા ત્રણે મળ્યા; ભાગીયાંરે; ત્યારે દાનવનું શું જોર, મળ્યા મન માનીયાંરે. ૧ બ્રહ્મા વિષ્ણું ત્રણ એક છે, દુઃખ ભાગીયાંરે, તેમાં તે શી વઢવાડ, મળ્યા. ૨ સિવે બાણ કૃષ્ણને નમાવિયો, દુઃખ; શરીરે કૃષ્ણે ફેરવ્યો હાથ, મળ્યા. ૩ કાપ્યા કરની પીડા મટી, દુઃખ જયારે પ્રસંન થયા જદુનાથ, ૪ હવે ગરૂડને દ્વારીકાં મોકલ્યા, દુઃખ; તેડાવો સઘળો પરીવાર, મળ્યા. ૫ સોળ સહસ્ર એકસો આઠ પટરાણીયો, દુખ; તેનો તેડાવો પરીવાર, મળ્યા. ૬ ગરૂડ પ્હોત્યો દ્વારીકાં, દુખ; તેડવા જાદવની નાર. મળ્યા. ૭ તેડી છપન્ન કોડની માનની, દુઃખ; તમો તેડો સઉ પરિવાર, મળ્યા. ૮ તે ગરૂડ ઉપર સઉએ ચઢયાં, દુઃખ; ત્યારે ગરૂડની પાંખ ભરાય, મળ્યા. ૯ તેડી શ્રોણીતપુરમાં આવીયાં, દુઃખ; આવી જાદવની સરવે નાર. ૧૦ જાનીવાસ આપ્યા મન માનીયાંરે, દુઃખ; તેમાં ઉતરયા છપન કરોડ; મળ્યા મન માનીયાંરે.

રાગ ધોળ કડવું. ૮૧ પારવતીને પિયરનાં નોતરડાંરે, બેસણાં તો રૂડાં લાવજો પાથરણાંરે; તેડાવોને ઉદીયાચળ અષ્ટાચળરે, તેડાવોને વિંધ્યાચળ પીનાચળરે. વર રાયને નાવણ વેળા થાયરે, વર રાયને પીઠી ત્યાં ચોળાયરે.

રાગ ગુજરી કડવાં. ૮૨ કૃશ્ન કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, અનીરૂધ્ધને તે લઇ સંચરો; રૂક્મણી જાગવુંરે. બળભદ્ર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, અનિરૂધ્ધને તે લઇ સંચરે; રેવંતી જાગવુંરે. વાસુદેવ કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, અનિરૂધ્ધને તે લઈસંચરો; દેવકી જાગવુંરે, પ્રદ્યુમન કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે. અનિરૂધને તે લઇ સંચરે; રૂતુમતી જાગવુંરે. મહાદેવ કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે,અનિરૂધ્ધ તે લઈ સંચરે રૂતુમતી જાગવુંરે. મહાદેવ કેરી ઘરૂણી નીદ્રા નવ પોઢશોરે, ઓખાબાઇને તે લઈ સંચરે; પારવતી જાગવુંરે, ગણપતી કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઇ તે લઈ સંચરે; સુધ બુધ જાગવુંરે. બાણાસુર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઇને તે લઈસંચરે; બાણુમતી જાગવુંરે. કઉભાંડ કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઇને તે લઇ સંચરે રૂપમસ્તુ જાગવુંરે.

રાગ ધોળ કડવાં ૮૩ હલહલ હાથણી શણગારીરે. હરતી ફરતી સોનાની અંબાડીરે; તેના ઉપર બેસે વરજીની માડીરે, સોનેરી કોર કસુબલ સાડીરે. માંથે મોડ ભ-

મરીયાળો ઝળકેર, સ્નોદકેકેવરને કરાવ્યું સ્નાનરે; નાની વીથના વસ્ત્ર પેહેરાવ્યાં પરીધાનરે, કનક બેરખા પુચીયો બાજુબંધરે અનોપમ ઉપન્યો આનંદરે, મુગટ મણીમય ધરયો અનિરૂધ શીશરે; લળકે ઝળકે ઉદયજ જેવો દીસેરે, કસ્તુરીનું તીલક કરયુ છે ભાલર. વળતી તેને ટપકું કરયું છે ગોરે ગાલરે, હરી હળધરનો જશ બોલે બધા જનરે; જાદવ સહિત સોભે છે જુગજીવનરે, સાત પાંચ સોપારી શ્રીફળ અપાયરે. વરજીને તો ઘોડાની વેળા થાયરે.

રાગ દેશી ઘોડલીનો કડવાં. ૮૪ અનીહાંરે અનિરૂધની ઘોડલી. ટેક. અંત્રીક્ષથી ગાડી ઉતરીરે, પુજીએ કુમકુમ ફુલ; ચંચળ ચરણે ચાલતીરે, એનું કોઈન કરી શકે મુલ. અનિરૂદ્ધજીની ઘોડલી. ૧ મોરડે મોતી જડયાંરે. હિરા જડીત્ર પલાણ; રત્ન જડીત જેનાં પેંગડાંરે તેનાં વેદ કરે છે વખાણ, અનિરૂદ્ધ. ૨ અંગ જેનું અવ નવું, ઝળકે તે ઝાક ઝમાળ; ઝબુકે જેમ વીજળીરે, તેને કહે છે ઘુઘરમાળ. અનિરૂદ્ધ. ૩ દેવદાનવ માનવીરે, જોઇ હરખ્યા તે સુંદીર સ્યામ; થનક થનક ચાલતીરે, એનું પંચકલ્યાણી છે નામ. અનિરૂદ્ધ. ૪ રૂપવંતી ઘોડી ઉપર, અનિરૂદ્ધ થયા અસ્વાર; પાનનાં આપ્યાં બીડલાંરે, ઊપર શ્રીફળ ફોફળ સાર. અનિરૂદ્ધ. ૫ હિંડે હળવે હાથીઓરે, ઉલટ અંગ ન માય; સુરીનર મુનીજન જાએ વારણેરે, આગળ ઇંદ્ર રહ્યા છડીદાર. અનિરૂદ્ધ. ૬ સનકાદિક શિર છત્ર ધરેરે, નારદ વેણાવાય; ચંદ્ર સુરજ બેઉ પેંગડેરે, આગળ વેદ ભણે બ્રહ્માય. અનિરૂદ્ધ. ૭ વાજાં છત્રીસ વાજતાંરે, નગર એને પરદેશ; લોક સર્વે જોવા મળ્યુ શ્રોણીતપુર દેશ. અનિરૂદ્ધ. ૮ રાયે નગર શોહરાવયુરે, શોહરાવી છે વાટ; ધજાપતાકા જળહળેરે, શોહરાવ્યાં શ્રોણીતપુરનાં હાટ. અનિરૂધ. ૯ દેવ સરવે ત્યાં આવીયારે જશ બોલે બંદીજન; જાચક કરે બહુ જાચનારે, જેને હરી ટાળે નીરધન, અનિરૂદ્ધ. ૧૦ રામણદીવો કર રૂક્ષમાણીરે, લુણ ઉતારે બેની ધીર; ગ્યાન કરે છે અપછરારે, ત્યાંતો જોવા ઇચ્છે જદુવીર. અકિરૂદ્ધ. ૧૧ એવી શોભાયે વર આવીયારે, તોપણ થાય વર રાય; સાળો છાંટે છાંટણારે, મળી માનુની મંગળ ગાય, અનીરૂદ્ધ. ૧૨ ધુસળ મુસળ રવઇયોરે; સરીયો સંપુટ ત્રાક; ઇડી પીડી ઉતારતાંરે, વરનું તીલક કરી તાણ્યું નાક અનિરૂદ્ધ. ૧૩ નાચે અપ્સરા ઇંદ્રનીરે નારદ તુમુર વાય; મધુરી વાણી વાજતીરે, એવો આનંદ ઓછવ થાય. અનિરૂધ્ધ. ૧૪ પુંખલા આવી પ્રેમદારે, માંથે મેલી મોડ; રામણદીવો જળહળેરે, રૂક્ષમણી ઘાલ્યો મોડ, અનિરૂદ્ધ. ૧૫ ગળે વાટ ઘાલી તાણીયારે, આવ્યા માંહેરા માંહ્ય; આડા સંપુટ દેવરાવીયારે, ત્યાં વરત્યો છે જેજેકાર. અનિરૂદ્ધ. ૧૬ ઘોડી ગાયને સાંભળે તેને ગંગાકેરૂ સ્નાન; વાંઝીયો પામે પુત્રનેરે, નીરધનીયો પામે ધન. ૧૭

રાગ ધોળ કડવાં ૮૫ બાણાસુર પખાળે ચરણ. શોભા ઘણેરીરે; ત્યાંતો, બાણમતી નામ વરૂણ, શોભા ઘણેરીરે. ૧ ત્યાંતો પેહેલું મંગળ વરતાય, શોભા; ઘણેરીરે, પેહેલે મંગળ સોનાના દાન અપાય, શોભા. ૨ દાન લેછે કૃષ્ણનો સંતાન. શોભા; ત્યાતો બીજા મંગળ વરતાય. શોભા. ૩ બીજે મંગળ ધેનુના દાન અપાય. શોભા; ત્યાંતો ત્રીજુ મંગળ વરતાય, શોભા. ૪ ત્રીજે મંગળ હસ્તીના દાન અપાય. દાંન લેછે કૃષ્ણ તણો સતાન, શોભા. ૫ ત્યાંતો ચોથુ મંગળ વરતાય, શોભા; ચોથે

મંગળ કન્યાનાં દાન અપાય, શોભા. ૬ ત્યાંતો વરત્યાં છે મંગળ ચાર શોભા; આપે ગરથ સહીત ભંડાર, શોભા. ૭ લાવે બાણમતી કંસાર, શોભા; ત્યાંતો પીરસે છે ચારવાર શોભા. ૮ ત્યાંતો આરોગે નરનાર, શોભા; ત્યાંતો દુધડે સ્નાન કરાવે, શોભા ૯ ચાર સોભાગ્યવંતી બોલાવે શોભા; ઓખા શોભાગ્યવંતી કહેવરાવે, શોભા. ૧૦ ઓખા અનિરૂધ્ધ પરણીને ઉઠયાં, શોભા; ત્યાતો સોનૈયે મેરૂ તુઠયા, શોભા ઘણેરીરે.

રાગ પરજ કડવાં. ૮૬ બાણાસુર ગોરવ નોતરે સૌકો સાથશુરે; સાથે જમણની શીરીત હળધર ભ્રાતશુરે. શ્રી કૃષ્ણ પ્રણામ, હળધર ભ્રાત શુરે; તમો ગોરવ વેળા પધારજો, સૌકો આવજોરે. સાથે માણસની શી રીત, ગમે તેને લાવજોરે; વેવાણો ઘરમાં ગઇ જ્યાં વરની માવડીરે. તેના કુમકુમ રોળ્યા પાય, જઇ પાયે પડીરે; અનિરૂધની માવડી બોલ્યાં; રીત અમારડીરે. તમારી પરઠણ જેહ, મનાવું ગોરડીરે; બાણમતી બોલીયાં રીત અમારડીરે. ગોરવ મનાવીને ચાલીયાં, મનશુ માલતાંરે હાલહાલ કરો રશોઇ, રાંધણ ચાલતાંરે, જાન બહુ પ્રકારની ગણતાં કાંઇ નવ લહુરે; કાંઈ વસ્તુ અનેક, ગણતાં સૌ કહુરે, જાદવ કેરી જોડ. સૌકો સાથશુરે; આવ્યા શ્રી કૃષ્ન મહારાજ, છપન્ન કરોડશુરે. વેવાઇની વાત, કાંઇક સાંભળીરે; ભોજન કરવા ઠામ, જુગતીયો ભલીરે. આજ્ઞા આપી રાય, સૌકો બેઠા થયારે; એતો સ્નાન કરી, મંદીરમાં ગયારે. સ્મરણ કીધું નાથનું. બેઠા બેસણેરે; નવ જોબનવંતી નાર નિકળી પીરસણેરે. આખલીયા તકીયા ઘણા, ઝારાને લોટડારે; માંહે બેસણ બહુ વીવેક દીસે પુટડાંરે. બાવન પરની થાળી, સોનાના વાડકારે; પીરસનારી પ્રમાણ. જમનારા લાડકારે. ખાંડ પકવાનના મેવા. બહુ ઘણારે; પુરણને દુધપાક સાકરીયા ચણારે. ગોટા ગળ્યા તડબુચા, આંબા સાખશુરે પીસ્તાંને અખરોડ, ડાડમ દ્રાક્ષશુરે, તલ સાંકળી મોળાં દહીથરાંરે, શેવ છુટી કળીરે; ખોબલડે પીરસે ખાંડ, મરકી બેવડીરે. ખાજાં જલેબીને રેશમી, દળીયાં મશ મશેરે; ઘેબરને મોતીચુર, જમતાં સહુ હસેરે. મગદળને મેસુર, પેંડા લાવીયારે; પકવાન બીજાં અનેક, લાખણસી ભાવીયારે. બાટ બંધેટો રાંધીયો માંહે બાટ ભેળીરે; ગવરીનાં તાવ્યાં ઘી, શેવો ગળગળીરે. સેવ ગળી કંસાર, પોળી પાતળીરે; શાકરની મીઠાસ આણ્યા કચોળે ભરીરે. જમવા બેઠી નાર, જાદવના બાપડીરે; માલપુવાને માન, ગળી ગલપાપડીરે. જમવા કેરી જુગતી, કેરા રસ કાતળીરે; તેના ઉપર વળી, પોળી છે પાતળીરે. આરીયાં તુરીયાંને; શાક સમારીયાંરે; કાલેરાં કંકોડાં પંડોળાં પ્રેમે વઘારીયાંરે, મુળા મોઘરી મેથી, મંદીર આણીયાંરે, મગ મઠ ચોળાને ગવાર; શીંગશું આણીયારે, ઝાઝે શરશીયે વઘારયાં બહુ હીંગશુરે, આરીયું કોળું વડીનાં રાયતાં; તીખાં તમતમાંરે. છમકારયાં બહુ છાશમાં. રાખ્યાં છબ છબાંરે, અથાણાં બહુ ભાતનાં; કેરી કેરશુરે, આદુ લીંબુ શરશીયે. કરમલા રાઇશુરે, શીતળ જળ ફેરવીને; તરસ્યાં પીયેરે, કોરીયાં ચલાણાં માંહે. અથાણાં લીયેરે, દાળ ભાત જમવા; કઢીનો સરડકોરે. તેના ઉપર સાદ. પાપડનો બરડકોરે, કમોદમાં કેસર ભેળી; સૌકોને ગમેરે, દાળ ચંપાનો છોડ. આવતાં સહુ જમેરે, ધેનુની છાશો નાર્મળ; કુવરનો કરમળારે, તેના ઉપર દહીને જીરા લુણ. જમતાં કહો ભલોરે, લવીંગ સોપારી એલચી, પાન સમારીયાંરે, બીડલે બાસઠ પાન. સૌ-

ને આપીયાંરે, સાજન હેતુ શ્રી કૃસ્ણનું; તે સરવે જમ્યું રે, ભાતણ પ્રભુ રૂઘનાથ. એટલે વહાણું થયું.

રાગ પેહેરામણીનો કડવાં. ૮૭ આપ્યું મુક્યું સરવે પોકયું. કન્યાને વળાવો; માહારા નવલા વેવઇઓરે. રથ ઘોડાને પામરીયો, સૌ જાદવને બંધાવો; મહારા નવલા વેવાઈઓ. જરકશી જામા તમે કૃસ્નને પેહેરાવો; માહારા નવલા વેવાઇઓ. પંચવસ્ત્રને શણગાર, તમે જમાત્રને આપો; માહારા. દક્ષીણનાં ચીર રાણી, રૂક્ષમણીને આપો; માહા. જરી મુગટને શાલદોશાલા. જાદવને તમે આપો; માહારા. સાળુ ઘરચોળાંને, ઘાટ ઘ-ણેરા સતી સતભામાને આપો; માહારા નવલા વેવાઇઓ. પાટણનાં પટોળી. રાણી જાબુવંતીને આપો; માહારા નવલા વેવાઇઓ.

વલણ. પેરામણી પુરણ થઇ, હઇડે હરખ ન માયરે; કન્યા તેડી કોડે કરી, હવે કૃષ્ણ દ્વારીકાં જાયરે.

રાગ વેરાડી-કડવું. ૮૮ ઓખા ચાલી ચાહણ હાર, સઇયરો વળાવા સંચરી; ઓખા ઉભી રેહે મળતી જા, માને વહાલી દીકરી કોઇ લાવે એકાવળ હાર. લાવે શોનાનાં સાંકળા; કોઇ લાવે સોળ સણગાર, ઓખાબાઇને પેહેરવા. ઓખાને વળતાં બોલીઆં કહે બાઇરે, ચિત્રલેહા ઓરી આવ લાવ્ય વાહરે; આલે સોનાનાં સાંકળાં બોલ્યા બાઇરે, શું કરે સોનાનાં બોલ્યા બાઇરે, તારા ગુંણ ઓશીગળ થાઉ બોલ્યા બાઇરે, નીત નીત ગોમતીને રણછોડ આવ્યા નાહીરે; ત્યાં મુજને સંભારજ્યો બાઇરે, એટલે પોહોચ્યા મનના કોડ લાવ્યા વાહીરે.

રાગ ધોળની દેશી. કડવાં ૮૯ ઓખાબાઇતો સાસરીયે હવે જાયરે, માનની તો મળીને મંગળ ગાયરે; રથ અગ્ર પઇડુ ત્યાં શ્રીફળે સીંચાયરે, ઓખાબાઇને લાડ કચોળુ અપાયરે, ઓખાબાઇને સીખામણ દેછે માયરે.

રાગ બીભાસ કડવાં. ૯૦ સાસરીયાના સાથમાં, તું ડાહી થજે દીકરી; હું તુજને શીખામણ દેઉ તે રખે જતી વીસરી, સાસરીયાના સાથમાં હળવે ચાલીયે; સાસરીયાના સાથમાં ખોળે ખાવું ન ઘાલીયે. સાસરીયાના સાથમાં માં કંથ સારૂ માલીયે, સાસરીયાના સાથમાંસઇડકો આઘો તાંણીયે; સાસરીયાના સાથમાં સસરો બેઠા હોયતો, પિતાના ઠેકાણે જાણીયે. સાસરીના સાથમાં કુવે વાત ન કીજીયે; સાસરીયાના સાથમાં પર પુરૂષ આવતો હોયતો, વાત કરતાં બીજીયે, સાસરીયાના સાથમાં સાસુને ગાળ ન દીજીયે; સાસરીયાના સાથમાં ડુકી પાણી નવ લીજીયે, સાસરીયાના સાથમા પર પુરૂષની હશી તાળી નવ લીજીયે. પેઉજીને પરમેશ્વર જાણી; પગ ધોઇ પીજીએ.

રાગ ફટાણાની ચાલ કડવાં. ૯૧ આવ્યો દ્વારીકાંનો ચોર, લાખેણી લાડી લેઇ વળ્યોરે; જેણે વગડે ચાર્યાં ઢોર લાખેણી. હાર્યો હાર્યો બાણાસુર રાય, કલ્યાણ રાય જીતીયારે; વેગે વહીને આવ્યા છે દ્વારીકાંની માંય, કેશવરાય ઝીતીયારે; રાણી રૂક્ષ્મણીએ વધાવી ને લીધા ત્રીકમરાય ઝીતીયારે તેતો પુરાણે પ્રસીદ્ધ, ઢીગલ્લમલ જીયારે. તેતો ગોત્રજ આગળ જાય, કલ્યાણ રાય ઝીતીયારે. બંનેનાં હ[illegible] છોડાય, કલ્યાણ રાય ઝીતીયારે.

રાગ ધોળ મંડળ; કડવાં ૯૨ તારા બાપનો બાપ તેડાવ છોગાળા દોરડા નવ છુટે. તારો કૃષ્ણ વડઉઓ તેડાવ છબીલા દોરડા નવ છુટે. તારી રૂક્ષમાણી માત તેડાવ, છબીલા; તારો પ્રદ્યુમન તાત તેડાવ, છબીલા તારી રતુમતી માત તેડાવ, છબીલા. આશાની વાળી ગાંઠ તે કેમ છુટી જાય, છબીલા. તારો બળભદ્ર કાકો તેડાવ, છબીલા; તારી રેવતી કાકી તેડાવ છબીલા. અનિરૂધ્ધે બાંધા ગાંઠ, દોરડા ઓખા છોડવા જાય છબીલા દોરડા નવ છુટે. બેડી ગાંઠ કરીને તે કેમ છુટી જાય, હો લાડી તારો બાણાસુર તાત તેડાવ, હો લાડી. તારી બાણમતી માત તેડાવ, હો લાડી; તારો શંકર તાત તેડાવ, હો લાડી દોરડો નવ છુટે. તારી પારવતી માત તેડાવ. હો લાડી. તારો ગણપત ભ્રાત તેડાવ. હો લાડી દોરડો નવ છુટે. તારી સુધબુધ ભોજાઈ તેડાવ, હો લાડી દોરડો નવ છુટે, તારી ચીત્રલેહા ચોર તેડાવ, લાડી દોરડો નવ છુટે. ઓખા છોડે દોરડો, તે જાદવ જુવંતી જાય. છબીલી દોરડો કેમ છુટે. બેઠી ગાંઠ તે થડ કરીને તે કેમ છુટી જાય, છબીલી દોરડો કેમ છુટે.

રાગ ધનાશ્રી કડવાં. ૯૩ રીતભાત પરિપુરણ કરીને, ઉઠયા કૃષ્ણના તનજી. નવું રે મંદીર વસવાને ત્યાં, આપ્યું રે ભોવનજી. એકવાર શ્રી કૃષ્ણે ઓખાને, ખોળામાંહે બેસારીજી. માગવું હોય તે માગી લેજે, તું છે વહુ વર અમારોજી. મારા બાપને એક દીકરો, તમો આપોરે ભગવાનજી. ભગવાને આપ્યો દીકરો, તેનું ગયાસુર નામજી, બાણાસુરનો ગયાસુર વંશવધારણ હારજી. કહી કથાને સંદેહ ભાગ્યો, પરીક્ષત લાગ્યો પાયજી. શુકજી અમને પાવન કીધા, સંભળાવ્યો મહિમાયજી. આરાધુ ઈષ્ટ ગુરૂ દેવને, ગણપતીને લાગુ પાયજી. શ્રોતા વકતા સમજતા કેહેકવિ કરજોડજી, ભાવધરી સહુ બોલજ્યો જેજે શ્રી રણછોડ.

કડવાં. ૯૪ ઈતિશ્રી ભાગવતે માહા પુરાણે દસમસ્કંધે શ્રી શુકદેવ પરિક્ષત સંવાદે પ્રેમાનંદ કૃત ઓખાહરણ સંપુર્ણ સમાપ્ત.

શ્લોક.

અચ્યુતં કેશવં રામાનારાયણં ॥ કૃષ્ણ દામોદરં વાસુદેવ હરે ॥ શ્રીધરં માધવં ગોપિકા વલ્લભં ॥ જાનકિ વિનાયક રામચંદ્ર ભજેત. ॥ ૧ ॥

સમાપ્ત.

હરગોવનદાસ હરજીવનદાસ પારેખ.
પુસ્તકવાળા.
મુ. અમદાવાદ ગ્રંથોદય પ્રેસ.

. . . નાર નમ. .

જાતના પુસ્તકો મારા ગ્રંથે

હીંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, , ડાક્ષનેરીઓ

ા તરજુમાઓ, કાયદાઓ, વઈદકનાં તથા નાટકો, કી

રકારી ગુજરાતી તથા ઇંગ્રેજી વિગેરે નિશાળોમાં ચાલતી ચા.

ચોપડીથી તે સાતમી ચોપડી સુધીના અર્થ, ઇતિહાસના પ્રશ્નોત્તર, . . . વિગેરે બીજી ઘણી જાતનાં પુસ્તકો સરસ છાપ ને સસ્તી કીમતે મળશે. માટે સામટી લેવી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાશો કરવો. નાટપેડ કાગળ ાવામાં આવશે નહીં.

---

## છપાવનારાઓ વહેપારીઓને ખાસ ભલામણ

કરવામાં આવેછે કે જો તમારે સંસ્કૃત ગુજરાતી તેમજ હીંદી તથા મરાઠી પુસ્તકો તથા જાહેર ખબરો તથા જોબકામ તેમજ હેન્ડબીલો અને ટીકીટો વીગેરે વાયદાસર તેમજ ઘણુ સુંદર અને સફાઈદાર છપાવવા ઇચ્છા રાખતા હો તો ખાસ ગ્રંથોદય પ્રેસના મેનેજરની અવશ્ય મુલાકાત લેવી. મુલાકાત લેવાથી ઘણો ફાયદો થશે.

મુલાકાત લેવાનું ઠેકાણું

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ પારેખ.

ઠે. ત્રણ દરવાજાના મેદાનમાં. પુસ્તકાલય.

તથા શાહાપુર વનમાળી વાંકાની પોળમાં મળશે.

મુ. અમદાવાદ.